સંસ્થાન જામનગર સ્ટેટના કેલવણી ખાતામાં ઇનામ
લાઇબ્રેરી બુક તરીકે મંજુર થએલ છે.

---

શ્રી

# कन्या गरबावळी.

બનાવનાર

## મણીશંકર વિ. વિશ્વનાથ દવે.

હુડીયાણા કન્યાશાળાના માજી મહેતાજી.
રહીશ જોડીયા બંદર.

આવૃતી ૧ લી.

હરિગીત છંદ.

ગરબાવળીનો ગ્રંથ આ કરી કંઠ બાઇ વિચારજો,
નિજ દોષ દૂર કરી સકળ સ્ત્રી સદ્‌ગુણોને ધારજો.
સદ્ધર્મને ધારી હૃદય ત્રય તાપ ટાળી ઠારજો,
આ રત્નમય ગરબાવળી કરી કંઠ તરીને તારજો.

સને ૧૯૦૪ સંવત ૧૯૬૦



અમદાવાદ.
ધી રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસમાં
જેશીંગભાઇ મુળજી પટેલે છાપી.

કિંમત ૪ આના.

**દોહરો.**

ગુણવંતી બ્હેનો સહુ, ભણશો રાખી પ્રેમ;
તો નીતિ સદ્‌ગુણને, મેળવશો જશ તેમ.

# પ્રસ્તાવના.



અહો ! સજ્જનો વિચાર કરતાં એમ જણાય છે કે આ દુનિયામાં કોઇ પણ માણસ ગાયનથી ખુશી નહિ થાય, એવું મારા જોવામાં આવ્યું નથી. તેમજ પક્ષીઓ વગેરે અનેક પ્રાણી પોતાની ભાષામાં આનંદથી ગાયન રૂપી કોલાહલ કરતાં હોય તેવું ઘણાં માણસોના જોવામાં આવે છે, તેથી હું એમ ધારૂં છું કે માણસને ગમતની સાથે જ્ઞાન આપનારૂં સાધન તો સારાં ગાયનજ છે. જેટલી ગાયનથી તનમન ઉપર અસર થાય છે, તેટલી બીજાથી થતી નથી. તો તનમનની શક્તિની કળીઓને સુનીતિના ગાયન રૂપી જળ વડે પ્રફૂલ્લિત કરી સુગંધીમય બુદ્ધિરૂપી પુષ્પ બનાવી જ્ઞાનરૂપી સુગંધી આપવાવાળું સાધન તો સારી કવિતાજ છે, એમ ધારી મારા તથા મારી આર્ય ભૂમિની ઉછરતી સુંદર મહિલાના સાથને ગમતની સાથે જ્ઞાન આપવાના હેતુથી મેં આ ગરબાવળી તૈયાર કરી છે. તેમાં મારી બુદ્ધિ પ્રમાણે યથાશક્તિ નીતિ રસ તથા શૈલી વાપરી નાનાં બાળકો ગાઈ શકે તેવા રાગમાં બનાવી છે. વળી તે રાગો જાણવા માટે એક પ્રસિદ્ધ કડી પ્રાચીન કવિયોના ગવાતા ગરબાઓમાંથી શોધી ઉપર મુકી છે. તથા ધોરણમાં પણ ચલાવી શકાય તેવી રીતે ગરબીઓની અનુક્રમે ગોઠવણ કરવા ઉપર પણ પૂરતું ધ્યાન આપવામાં આવ્યું છે.

આધુનિક સમયના જન સમાજમાં પ્રાચીન કવિયોની કવિતાના રાગ તાલ ગાવા સાંભળવામાં પ્રીતિકર જોવામાં આવે છે, જેથી પ્રસિદ્ધ રાગમાં ગવાય તેવી ગરબીઓ લોકપ્રીય થશે, એવી અભિલાષાથી આ પુસ્તક રચ્યું છે. આવી ગરબાવળી કવિ કૌસ્તુભ નવલરામભાઇ તરફથી બહાર પડી છે ને તે

કન્યાશાળાઓમાં ચાલે છે. પરંતુ તેમાંના રાગ તાલ અપરા ત-
થા પરિચીત ન હોવાથી ઉછરતી કન્યાઓને ગાવામાં તથા સ-
મજવામાં મુશ્કેલી ભરેલા જણાય છે. તેમજ વળી નીચલાં ધો-
રણમાં બાળ કન્યાઓને માટે સહેલા રસિલા અને ગાતાં ઉમં-
ગ થાય તેવા ગરબાઓને માટે હાલ સુધી તેવું સાધન જોવામાં
આવતું નથી. એમ મને કેટલાંક કારણથી જણાતાં મેં પ્રસીદ્ધ
રાગતાલમાં નવલ કન્યાઓ અર્થ સમજી કેલવણીમાં કેવી રીતે
ઉમંગભર આગળ વધતીઓ જાય, તથા દુનિયામાં સદ્ગુણને
પાત્ર થાય તેવી રીતના સરસ અર્થવાળા, સુનીતિવાળા, અને
તમામ સુંદર મહિલાઓના વર્ગોને હિતોપદેશક ગરબાઓ રચી
આર્ય વર્ગની યથામતિ સેવા બજાવી છે.

આ ગ્રંથ બાળ કન્યાઓથી તે અભ્યાસ પૂર્ણ થતાં સૂ-
ધીની સ્ત્રીઓને સદ્બોધને માટે પ્રથમથીજ ઉપયોગી થશે
એમ ધારી આનું નામ "**કન્યા ગરબાવળી**" રાખવામાં
આવ્યું છે.

આ ટુંક મુદતમાં મારો કેલવણી ખાતામાં રહી ફુરસદે કરે-
લો પ્રેમ પૂર્વક પ્રયાસ પ્રભુ પાર પાડશે કે નહિ, એમ હું આ
ગરબાવળી બનાવતાં ઘણીવાર અટક્યો હોઈશ. કારણકે આ મારૂં
નીતિનું પુસ્તક છે, પણ તે કેલવણી ખાતામાં મંજુર થશે કે
નહિ. એ વાક્ય મને "મીથ્યા પ્રયાસ છે" એમ સૂચવતુ હ-
તું. પણ મેંતો મારા દ્રઢ મન સાથે નિશ્ચય કીધો હતો કે
"પ્રયત્ને પરમેશ્વર પ્રતીત થાય છે" એ વાક્ય ઉપર આધાર
રાખી આ લઘુ પુસ્તક યથા મતિ ઇશ્વર કૃપાથી સંપૂર્ણ કીધું છે.

પુસ્તક લખનારની પંકિતમાં પ્રયત્નથી ભળવાને આ મા-
રૂ પહેલું પુસ્તક છે જેથી આ પુસ્તકમાં હસ્વ દીર્ઘ પ્રાસનું પ્રાસ
તથા ઝડ ઝમકની ઓછી ચમક તથા લગીત દોષ વગેરેની
ભૂલો કોઇ કોઇ ઠેકાણે થઇ હશે, તો તે ભૂલો મારા હેંસિલા

મહેરબાનો બતાવશે. તેમના ઉપકાર સાથે હું મારી ભૂલો કબુલ કરી ઘણી ખુશીથી બીજી આવૃત્તીમાં સુધારી લેવા ચૂકીશ નહિ.

વળી પ્રભુપાસ જુગલ કર જોડી યાચું છું જે મારી આર્ય ભૂમિની સમસ્ત સુંદરીઓના અંતઃકરણમાં નીતિનાં નિર્મળ ઝરણ વડે સુનીતિનાં ગીતરૂપી બીજનું પોષણ કરી તન-મનની શકિતઓની કળીઓને પ્રફૂલ્લિત કરી તેની સદ્બોધ રૂપી સુગંધ ઠામ ઠામ પ્રસરાવનારા ગ્રંથો સર્વદા પ્રકાશિત કરવા મને તથા મારા આર્ય બંધુઓને પ્રેરણા કરજે. એજ આપની પાસે શુદ્ધ અંતઃકરણથી વિજ્ઞપ્તિ છે.*

આ ગરબાવળીમાં કાઠીયાવાડના મહેરબાન એ. ઇ. તરખડ સાહેબ બહાદુરે કરેલી સુચના પ્રમાણે પહેલી લીટીપર તાલ પણ મૂકવામાં આવ્યા છે.

તા. ૮-૧-૧૯૦૪

લી. કર્ત્તા.

---

* આ પુસ્તકમાં મહેરબાન રાજકોટ ફીમેલ ટ્રેનિંગ કૉલેજના હેડ માસ્તર માણેકલાલ નાગરદાસે કેટલોક શ્રમ લઈ બે વખત સુધારો કર્યો છે, ને કેટલીક અગત્યની સૂચનાઓ મને તેઓ સાહેબ તરફથી મળી છે. તથા ભાવનગરના રહીશ નાગર ગૃહસ્થ રા. રા. રણછોડલાલ ગુલાબરાયે પણ મને કેટલીક અગત્યની સૂચનાઓ આપી આભારી કરેલ છે. અને હડીયાણાના રહીશ અષ્ટાવધાની શીઘ્ર કવિરાજ શંભુરામ લાલજીએ પણ આ બુક તપાસી કેટલાક સુધારો કરવા ભલામણ કરી હતી ને તાલ મૂકવામાં પણ પોતે જાતે કેટલીક મહેનત લઇ ઉપકારી કરેલ છે તો આ બાબત આવા સુજ્ઞ ગૃહસ્થોનો હું સંપૂર્ણ ઉપકાર માનુંછું.

લી. કર્ત્તા.

શ્રી

# ઇશ્વર પ્રાર્થના.[1]

## હરિગીત છંદ.

હે દેવના અધિ દેવ અરજી, સર્વ સાથે કીજીએ,
અભ્યાસનું આ નવિન ધોરણ, પ્રેમ રાખી લીજીએ;
તે નવિન ધોરણ શીખવા સદ્બુદ્ધિ નીર નખાવજો,
રાખી કુશળ સહુ સાથને પરિપૂર્ણ સંપ રખાવજો. ૧
ઉદ્યોગ આપી અંગમાં, આળસ અગારી ટાળજો,
વિદ્યા વિષે પ્રીતિ કરાવી, સ્નેહથી સંભાળજો;
આશિષ દઇએ રાજને, જેથી થયાં જ્ઞાની અમે,
તે રાજની ચડતી કરો, એ અરજ સાંભળજો તમે. ૨

---

શ્રી

# ઇશ્વર પ્રાર્થના.[2]

## હરીગીત છંદ.

જગદીશ દિલમાં ધર દયા, અમ ઉપરે કરૂણા કરી,
ત્રાતા વિચારી જગતનો આ, અરજ કરવા આદરી;
તું ઇશ દેજે નવિન વધતું, જ્ઞાન તુજ ભંડારથી,
જે પુસ્તકોના પાઠ પૂરા, શીખીએ ઉપકારથી. ૧
કંકાસ ને વળી ક્લેશ કાપો, અમતણાં કરૂણા કરી,
વિદ્યા વિવેકે શીખવા, મતિ આપજો પ્રીતિ ધરી;
પ્રેમે કરીને પ્રાર્થના, મુખેથી એવું માગીએ,
સહુ કાજમાં કર મદદ તું, હે ઇશ પાયે લાગીએ. ૨
ભક્તિ તણી શક્તિ સદા તું, આપજે ઉરમાં વિભુ,
નિશદીન નિર્મળ પ્રેમ તારો, પામીએ જેથી પ્રભુ;
હે દીનદયાળુ ભક્ત પાળુ, અતિ કૃપાળુ છો તમે,
સ્વીકારજો આ પ્રાર્થના, સ્નેહે કરી પૂરી અમે. ૩

---

૧ વર્ગ ભરાય ત્યારે બોલાવી પાઠ શરૂ કરવા.

૨ વર્ગ ભરાય ત્યારે આ કવિતા ગવરાવી પાઠ શરૂ કરવો.

લી. કર્ત્તા.

# અનુક્રમણિકા.

---

[1] સૌને સાથે બોલાવી રજા દેવી.

# કન્યા ગરબાવળી.



## બાળવર્ગ માટે.



## ગરબી ૧ લી.

### અંગ કસરત.

( કાંકરીયા ઉપરરે, નોબત વાગે છે ) એ રાગ.

સખી સૌ આવો રે, કસરત કરવાને;
હારે ઉભાં રહોરે, રમત સૌ રમવાને. ૧
અવળાં ફરી સૈયરરે, ઊંચા હાથ કરો;
સખી કર નીચારે, પગલાં ત્રણ ભરો. ૨
ડાબાં થઈ જાઓરે, સહુ બ્હેનો સાથે;
જમણા ફરી વળતીરે, અદબ વાળો હાથે. ૩
સરખાં થઇ ઊંચોરે, જમણો હાથ કરો;
ડાબો કર ઊંચોરે, કરવા ચિત્ત ધરો. ૪
દુખડાં લઇને રે, સૌ તાળી પાડો;
વગાડી ચપટીરે, ત્રણ પગલાં માંડો. ૫
કસરત કરી લીધીરે, બેઠક પર બેસો;
હવે હું પૂછુંરે, ઉત્તર તેનો દેશો. ૬



# ગરબી ૨ જી.

## રમતની.

( અચકો મચકો કારેલી ) એ રાગ.

સૌ સૈયર હળીમળી આવો, આજ, સહુ સાથે કસરત કરીયે;
લઇએ રમતોનો લ્હાવો, આજ, સહુ સાથે કસરત કરીયે. ૧
સૌ સાથે બેસી જાઓ, આજ, સહુ સાથે કસરત કરીયે;
ફરી સર્વે ઊભાં થાઓ, આજ, સહુ સાથે કસરત કરીયે. ૨
ફરી જમણા બબ્બે થઈયે, આજ, સહુ સાથે કસરત કરીયે;
કર એક બીજાનો લઇયે, આજ, સહુ સાથે કસરત કરીયે. ૩
ડાબાં થઈ જૂદાં પડીયે, આજ, સહુ સાથે કસરત કરીયે;
સિદ્ધાં થઈ મીઠડાં લઈયે, આજ, સહુ સાથે કસરત કરીયે. ૪
એકકપર બેશી જઇએ, આજ, સહુ સાથે કસરત કરીયે:
ફરી પાછાં ઊભાં થઇયે, આજ, સહુ સાથે કસરત કરીયે. ૫
ચચ્ચારની હારો ચારે, આજ, સહુ સાથે કસરત કરીયે;
તેની ચોરસ થઇ હારે, આજ, સહુ સાથે કસરત કરીયે. ૬
ફરી ઝટ કુંડાળું વાળી, આજ, સહુ સાથે કસરત કરીયે;
ફરી ચપટી કર લઇ તાળી, આજ, સહુ સાથે કસરત કરીયે. ૭
ઊંચા કર છત્રી બનાવી, આજ, સહુ સાથે કસરત કરીયે;
ફરી ગાઓ તાળી લગાવી, આજ, સહુ સાથે કસરત કરીયે. ૮
જણી બારે મહેલ બનાવો, આજ, સહુ સાથે કસરત કરીયે;
તે અંદર એક બીરાજો, આજ, સહુ સાથે કસરત કરીયે. ૯
બે દ્વાર એક કરો પેહેરો, આજ, સહુ સાથે કસરત કરીયે;
લઇને રમતની લેહેરો, આજ, સહુ સાથે કસરત કરીયે. ૧૦
થઇ જાઓ હારે સીધી, આજ, સહુ સાથે કસરત કરીયે;
રમતાં શું કસરત કીધી, આજ, સહુ સાથે કસરત કરીયે. ૧૧

---

# ગરબી ૩ જી.

## રમતની.

( હુંતો શિંગોડા તળાવે પાણી ગઇતીરે ) એ રાગ.

આવો રમીએ રમત શાણી બાંઇરે;
કરીએ કસરત ખેલ ગીત ગાઈ રે. ૧
બનો બબ્બેની સૈયર સરખી હારોરે;
ઘોડા ગાડી કેરો ખેલ કરવો સારોરે. ૨
લાવી મસ્ત બે ઘોડાને આગે જોડોરે;
માની હુકમ નક્કી હાર નહિ તોડોરે. ૩
નાનાં નાનાં રહો લગામની વચ્ચેરે;
હાંકનાર પાછળ હાંકવાને મચ્ચેરે. ૪
ઘોંડા હણ હણ કરતા ચાલ્યા ફરવાનેરે;
આજે અમોને ખુશી કરવાનેરે. ૫
ગડગડ ગાડી ચાલે ધડબડ ચાલે ઘોડારે;
પહોંચ્યા પહોંચ્યા પણ મુકામે જઇ મોડારે. ૬

---

# ગરબી ૪ થી.

## કસરત. ઘઉંવાવવાની.

( હાંહાંરે પટોળાં પાટણનાં ) એ રાગ.

હાંહાંરે વાવે ઘઉં કઇ રીતે, હાંહાંરે કહું સાંભળો પ્રીતે;
હાંહાંરે ઓરણીમાં ઘઉં ઓરે, હાંહાંરે બળદ ખેંચે જોરે. ૧

હાંહાંરે ઘઉં ટોપલી ભરીને, હાંહાંરે ચાસે ચાસ વેરીને;
હાંહાંરે આસો ગહીનો વીતે, હાંહાંરે વાવે ઘઉં એ રીતે. ૨
હાંહાંરે કુવેતરને ચાસીયા, હાંહાંરે ઉગ્યા ઘઉં ચોમાસીયા;
હાંહાંરે લાણો ઘઉંની લૂંટે, હાંહાંરે વાંકા વળી આમ ચૂંટે. ૩
હાંહાંરે વાઢી ખળે લાવીયા, હાંહાંરે પછી કચરાવીયા;
હાંહાંરે પછી આમ ઉપણાવ્યા, હાંહાંરે બજારે વેચાવ્યા. ૪
હાંહાંરે અમારે ઘેર લાવ્યા, હાંહાંરે સુપડલે સોવરાવ્યા;
હાંહાંરે ઘઉં ઠીક મળીયાછે, હાંહાંરે ગુલાબે થોડા દળીયા છે. ૫
હાંહાંરે ઘંટીતો આમ ફેરવે, હાંહાંરે કે આંગળીને ટેરવે;
હાંહાંરે પર પર પર લોટ પડે, હાંહાંરે કે દળતાં થાક ચડે. ૬
હાંહાંરે કણક ગુંદી ચોળી, હાંહાંરે વણો પૂરી પોળી;
હાંહાંરે જમી આવ્યાં નિશાળે, હાંહાંરે વળી કહીશું કાલે. ૭

---

# ધોરણ ૧ લા. માટે.

## નિશાળનું વર્ણન.

### ગરબી ૧ લી.

( [1]અલબેલી અંબે માત, જોવાને જઇએ ) એ રાગ.

ચાલો ચાલોને સૈયર આંજ, ભણતર ભણવાને;
જેથી પૂરણ થાયે કાજ, શીખીએ ગણવાને. ૧

---

૧ (સખી પડવેથી પહેલો દિન, નાથજી નાવ્યારે) એ રાગમાં પણ ગવાશે.

રૂડી શોભે છે સારી નિશાળ, સુખ દેવાવાળી;
જ્યાં અક્કલ મળે વિશાળ, સદ્‌ગુણી સારી. ૨
ગાય પ્રેમેથી રૂડાં ગીત, રાગેથી બાળા;
જેથી જ્ઞાન મળે ખચ્ચીત, સુખ સાધન સારાં. ૩
રંગ કક્કા તણા તકતાય, શોભે રૂપાળા;
જડ્યા લખોટા ચોકઠા માંય, ગણતી સૌ બાળા. ૪
નવા નકશા નવ રંગિત, દેશો ઓળખવા;
જેમાં પૂરણ ચોંટે ચિત્ત, પ્રીતેથી શિખવા. ૫
એવી નિશાળે જાવું રોજ, મા મુજને ગમશે;
દિસે રમતથી પણ મોજ, રમત મન રમશે. ૬
રૂડા મહેતાજી નિશાળમાંય, ભણતર શીખાવે;
રમાડે ભણાવે ત્યાંય, જાવું બહુ ફાવે. ૭
એવી નિશાળે મુજને મૂક, મા પાયે લાગું;
ઠીક અવસર છે નવ ચૂક, મા મુખથી માગું. ૮
મા મારા તે જેવડી ત્યાંય, ભણવાને જાયે;
જેથી મન મારૂં હરખાય, હું જાઉં ત્યાંયે. ૯
દિસે ભણ્યા વિના નરનાર, સૌ મૂરખ સરખાં,
રૂડા ભણતરમાં અપાર, મા સુખ મેં નિરખ્યાં ૧૦

---

## ગરબી બીજી.

### બાળકીઓને શીખામણ.

( સુંદર બાઈ ચાલ્યાં સાસરીયે ) એ રાગ

દઉં સ્નેહ સહિત શીખામણ હું;
કહું છું તે કાને ધરજો બ્હેન, આ શીખામણ સાંભળજો.

હિત જાણો તો આળસ તજજો;
રૂડી રીતે આચરજો બ્હેન, આ શીખામણ સાંભળજો. ૧
કોઇ દિન મીઠાઇ કે મેવા;
તે મારગમાં નવ ખાઇએ બ્હેન, આ શીખામણ સાંભળજો.

હલકાં દુનિયામાં દેખાઇએ;
તેથી ગાંડાં ગણાઇએ બ્હેન, આ શીખામણ સાંભળજો. ૨
ઘરમાંથી ચોરી નવ ખાઇએ;
મોઢેથી માગી લઇએ બ્હેન, આ શીખામણ સાંભળજો.
પણ જો માતા ના પાડે તો;
રોઇને દુ:ખ નવ દઇએ બ્હેન, આ શીખામણ સાંભળજો. ૩
ભાવેથી ચિત્ર ભરત શીખો;
હૈયામાં હોંશજ આણી બ્હેન, આ શીખામણ સાંભળજો.

વળી સોતાં ઝાડકતાં શીખો;
એ કામ તમારૂં જાણી બ્હેન, આ શીખામણ સાંભળજો. ૪
વાસણ માંજીને વાપરીએ;
ગાળીને પીએ પાણી બ્હેન, આ શીખામણ સાંભળજો.
રસોઈ રૂડી રીતે શીખો;
અતિ પ્રેમ દીલમાં આણી બ્હેન, આ શીખામણ સાંભળજો. ૫

વસ્તુ સર્વ સંભાળીને;

સજ કરીએ ઘરી ચોકખાઇ બ્હેન, આ શીખામણ સાંભળજો.
ગુણવંતી તો ગાફલ ન રહે;
નહિ ગમશે કંઇ ગંદાઇ બ્હેન, આ શીખામણ સાંભળજો. ૬
મેલી જગ્યામાં નવ રમીએ;
કદી વસ્ત્ર ન કરીએ મેલાં બ્હેન, આ શીખામણ સાંભળજો.

ભલી નિશાળે ભણવા જાતાં;
નહિ રહીએ સૌથી છેલ્લાં બ્હેન, આ શીખામણ સાંભળજો. ૭

એમ કરશો તો આગળ જાતાં;
સર્વે ઠામે સુખ લેશો બ્હેન, આ શીખામણ સાંભળજો.
સમજો તો શિક્ષા મણિ દે છે;
વાંચીને સમજી રહેશો બ્હેન, આ શીખામણ સાંભળજો. ૮

---

## ગરબી ૩ જી.

### બાળકીઓને શીખામણ.

( મારૂં સોનાનું છે બેડું રે, છેલ છબીલા છોગાળા ) એ રાગ.

શીખો સુખે શીખામણ સારીરે, લાડકડી નાની બાળા;
દિલમાં લેજો ઉતારીરે, લાડકડી નાની બાળા. ૧
શરીરે ચોખ્ખાઈ સજજોરે, લાડકડી નાની બાળા;
ગફલત ગંદાઈ તજજોરે, લાડકડી નાની બાળા. ૨
નહિ રાખો હઠના હેવારે, લાડકડી નાની બાળા;
માબાપની કરજો સેવારે, લાડકડી નાની બાળા. ૩
નાની વય જવું નિશાળેરે, લાડકડી નાની બાળા;
તો બુદ્ધિ વધે વિશાળેરે, લાડકડી નાની બાળા. ૪
ભણજો ભણતર ભલી રીતેરે, લાડકડી નાની બાળા;
વખણાશો જનમાં જાતેરે, લાડકડી નાની બાળા. ૫
પ્રેમેથી વાંચો નીતિરે, લાડકડી નાની બાળા;
પ્રભુપર ધરી રૂડી પ્રીતિરે, લાડકડી નાની બાળા. ૬
શુભ તેથી થશે તમારૂંરે, લાડકડી નાની બાળા;
જગમાં સુખ લેશો સારૂંરે, લાડકડી નાની બાળા. ૭
નહિ લડશો તમે લડાઈરે, લાડકડી નાની બાળા;
રહેજો સંપી સહુ બાઈરે, લાડકડી નાની બાળા. ૮

ધરો હૃદે શીખામણ મારીરે, લાડકડી નાની બાળા;
લેજો ભણતર ભણનારીરે, લાડકડી નાની બાળા. ૯

---

## ગરબી ૪ થી.

### બાળકીઓનું નિત્ય કર્મ વિષે.

( છૈયે ખોળામાં ઘાલી ખાચડી ) એ રાગ.

બ્હેની જાગે જનો ત્યારે જાગીએ, પ્રભુ સંભાળી પાયે લાગીએ;
ધીરજ ધારીને દાંતો ધોઇએ, જન જાતની રીતી જોઇએ. ૧
પાઠ કરવાનો હોય તે કીજીએ, લખવાનું તે લખી લીજીએ;
નિર્મળ પાણીએ નાહી લહીએ, અંગ ચોળીએ ચતુરાઇએ. ૨
વસ્ત્ર ધોયેલાં અંગે ધારીએ, મેલાં તે અંગેથી ઉતારીએ;
રોજ માતાની આજ્ઞા માગીએ, કામકાજ સૌ કરવા લાગીએ. ૩
જઇએ નિશાળે જમી કરી, શીખીએ ચોપડી સમી કરી;
વચન વાંચીને વિચારીએ, અર્થ અંતરમાં ઉતારીએ. ૪
નહિ કોઇને તુંકારીએ, નહિ ઉંચે સાદે ઉચારીએ;
ચોરવાનું ચિત્ત ન રાખીએ, જૂઠું જીભેથી નવ ભાખીએ. ૫
પાપથી તો પાછાં ભાગીએ, પ્રભુ પાસે વિદ્યા માગીએ;
દીધી શીખામણ સુવ્હાલની, શિક્ષા માનોને મણિલાલની ૬

---

# ધોરણ ૨ માટે.

## ગરબી ૧ લી.

### ઇશ્વર સ્તુતિ.

(મામેરૂં મોંઘા મૂલનું) એ રાગ.

સુતાં ઉઠી સવારે પ્રભુ ભજો;
કરવી પ્રાર્થના તેની હમેશ, નમો જગદીશને.

મહિમા મોટો તેનો મન લેખીએ;
ધ્યાન ધરતાં બુદ્ધિ મળે બેશ, નમો જગદીશને. ૧
જેને પલમાં દુનિયા સરજી બધી;
વળી સરજ્યા છે સુરજ ચંદ, નમો જગદીશને.
રોજ ઝગમગતા તારા જોઇને;
થાય મનમાં અતિશે આનંદ. નમો જગદીશને. ૨
પૃથ્વી પાણી સાગર સૌ તેણે કર્યાં;
પશુ પર્વતને મોટા પહાડ, નમો જગદીશને.
ધાતુ માત્ર બનાવી છે ભોંયમાં;
કીધાં નાનાં મોટાં ઘણાં ઝાડ, નમો જગદીશને. ૩
સર્વે વસ્તુ બનાવી તે જાણવા;
આપી આપણને બુદ્ધિ અનૂપ, નમો જગદીશને.
એતો સૃષ્ટી સકળનો નાથ છે;
એતો સર્વ કળાનો છે ભૂપ, નમો જગદીશને. ૪
એને કોની તે ઉપમા આપીએ;
એતો પોતે પોતાને તુલ્ય, નમો જગદીશને.
ભજે બીજાને ભાવ ધરી ભોળા;
એતો તેની ગણો મોટી ભૂલ, નમો જગદીશને. ૫
સહુનો કરતા ને હરતા એ સ્વામી છે;
તેનાં નામને રૂપ અનેક, નમો જગદીશને.
જૂદી રીતે ભજે જનો તેહને;
હોય જેનામાં જેવો વિવેક, નમો જગદીશને. ૬
રાજી રાજી પ્રભુજીને રાખવા;
દયા રાખી કરો શુભ કામ, નમો જગદીશને.
તેની બીક રાખી પાપ નવ કરો;

એતો જોઇ રહ્યો ઠામો ઠામ, નમો જગદીશને. ૭
એનું કાંઇએ અજાણ્યું નથી જરા;
ઉરમાં સમજે છે તેતો તમામ, નમો જગદીશને.
પ્રભુ ચિંતામણી ફળ ચિંતવ્યું;
આપે જશ અન્ન વસ્ત્રને દામ, નમો જગદીશને. ૮

---

## ગરબી ૨ જી.

### નિત્ય કર્મ વિષે.

( ચાલો તમે ચાલ ઘણી રૂડી ) એ રાગ.

બ્હેનો તમે કેળવણી લેજો; ટેક
ભણી ગણી દુર્ગુણ તજી દેજો. બ્હેનો૦ ૧
કેળવણીમાં સદ્ગુણ મેળવણી;
રાખો તો વધે બમણી ત્રગણી. બ્હેનો૦ ૨
ભલી નિશાળે ભણવા જાવું;
વાટે ચાલતાં ખાવું નહિ ખાવું. બ્હેનો૦ ૩
વ્હેલાં ઉઠી દાતણ તો કરવું;
પ્રભુ ભજી પાપ થકી ડરવું. બ્હેનો૦ ૪
પાટી ખડીયો લેખણ ને પેનો;
સાથે નિશાળે લઈ જવું બ્હેનો. બ્હેનો૦ ૫
રસ્તે જાતાં કયાંયે રોકાવું નહિ;
જાવું બહાર તો માને જાવું કહી. બ્હેનો૦ ૬
નિશાળે જઈ તંગરે બેસો;

દિલે ડહાપણદાર જરૂર થશો. બ્હેનો૦ ૭
નિશાળે જઇ ગુરૂને નમવું;
ભણવું ચિત્ત ચોડી નહિ રમવું. બ્હેનો૦ ૮
સહુ સખી સંપી જંપી રહેજો;
વિચારીને પાઠ વાંચી લેજો. બ્હેનો૦ ૯
શરીર લૂગડાં ચોખ્ખાં રાખો;
અમુલ્ય વખત ખોઇ નવ નાંખો. બ્હેનો૦ ૧૦
ચોરી ચાડી કોઇની નહિ કરવી;
વાતો નમ્ર વિવેકે ઉચરવી. બ્હેનો૦ ૧૧
નઠારી સોબત કદિ નહિ કરવી;
નઠારાં ગીતો નિંદા પરહરવી. બ્હેનો૦ ૧૨
પ્રમાણિકતા પરીક્ષામાં ધરો;
ભણતાં લખતાં વાત રમત ન કરો. બ્હેનો૦ ૧૩
પુસ્તક પાટી રાખો સંભાળી;
ડાઘા પાડી કરવી નહિ કાળી. બ્હેનો૦ ૧૪
ધરી રાખો સાર ગ્રહણ રીતિ:
પૂરી રાખી ભણતરપર પ્રીતિ. બ્હેનો૦ ૧૫
વળી માત તાત ગુરૂ ભક્તિ;
મણિ બની વધશે સારી શક્તિ. બ્હેનો૦ ૧૬

---

## ગરબો ૩ જો

## શિવણ શીખવા વિષે.

(ઓધા દેખાડ દેખાડ તારો વૈકુંઠ પતિ ) એ રાગ.

ચાલો ચાલો સખી શીવણ કરીએ,
સોય દોરા ગજ કાતર કર ધરીએ; ચાલો૦ ટેક.

દોરો સોયમાં પરોવી ટાંકા લઇએ,
વળી કોર ઉપર બખીઓ દઇએ;
ભરીયે ભરતો ફૂલ ચીતરીએ. ચાલો૦ ૧

ગુંથણ ગમ પડતું ગણિ કરીએ.
સોયા બે કરમાં બે ધરીએ,
ટાંકો લેતાં સંભાળ ઘણી કરીએ. ચાલો૦ ૨

ગુંથો ઝબલું મોજાને ટોપી;
ગુંથો ગળપટ્ટા ગળે આરોપી,
ફૂલ ઝાડ બનાવો બુટ્ટા રોપી. ચાલો૦ ૩

શીખો ચીતર ચીતરવાને;
ઊન કર લઇ કેનવાસ ભરવાને,
શીખો હુન્નર કારીગીરી કરવાને. ચાલો૦ ૪

શિવો અંગરખો કમખો ચિત્ત દઇ,
વેતરવાની ખૂબી ધ્યાને લઇ;
છુટા કડકા સોયે જોડી દઇ. ચાલો૦ ૫

ચોળા બંડી કબજા સારા,
શિખો સિવણ ઘાઘરા ઘેરાળા;
એ કામ તમારૂં છે સુઘડ બાળા. ચાલો૦ ૬

આજ શીવણ ગુંથણ બહુ શીખ્યાં,
જેથી મન સહુનાં બહુ હરખ્યાં;
ગણિ ભણતરમાં ગુણ શુભ નીરખ્યા. ચાલો૦ ૭

---

# ગરબી ૪ થી.

## સંગ્રહ કરનારી કીડી વિશે.

( મારૂં સોનાનું છે બેડુંરે છેલ છબીલા છોગાળા ) એ રાગ.

સખી જો આ કેવી દોડેરે; સંગ્રહ કરનારી કીડી;
કરી ભેળું કોડે કોડેરે, સંગ્રહ કરનારી કીડી. ૧
નથી જરા આળસુ ફેલીરે, સંગ્રહ કરનારી કીડી;
સંપીને રહે સહુ ભેળીરે, સંગ્રહ કરનારી કીડી. ૨
નથી ક્લેશ કરીને વઢતીરે, સંગ્રહ કરનારી કીડી;
માટીનાં ઘર ઠીક મઢતીરે, સંગ્રહ કરનારી કીડી. ૩
છે જાત બધામાં નબળીરે, સંગ્રહ કરનારી કીડી;
પણ સંગ્રહ કરવે સબળીરે, સંગ્રહ કરનારી કીડી. ૪
કણથી કોઠારો ભરતીરે, સંગ્રહ કરનારી કીડી;
સૌ હળી મળી સંપી ફરતીરે, સંગ્રહ કરનારી કીડી. ૫
શીખામણ સહુને દેતીરે, સંગ્રહ કરનારી કીડી;
રહો સંપી સહુને કહેતીરે, સંગ્રહ કરનારી કીડી. ૬
ઉદ્યોગી રહો જન સર્વેરે, સંગ્રહ કરનારી કીડી;
નહિ ખુઓ વખત કોઇ ગર્વેરે, સંગ્રહ કરનારી કીડી. ૭
ધરિ રીત કીડીના જેવીરે, સંગ્રહ કરનારી કીડી;
ધન સંચય રીતી તેવીરે, સંગ્રહ કરનારી કીડી. ૮
કણ કણથી ધન મેળવાશેરે, સંગ્રહ કરનારી કીડી;
ક્ષણ ક્ષણથી પંડિત થાશેરે, સંગ્રહ કરનારી કીડી. ૯
ટિપે ટિપે સરો ભરાશેરે, સંગ્રહ કરનારી કીડી;
બહુ વખતે સંગ્રહ થાશેરે, સંગ્રહ કરનારી કીડી. ૧૦
રહો સકળ કીડીની રીતેરે, સંગ્રહ કરનારી કીડી;
મણિશંકર કહે છે પ્રીતેરે, સંગ્રહ કરનારી કીડી. ૧૧

---

# ગરબી ૫ મી.

## નિશાળેથી ઘેર જતાં શીખામણ.

(મામેરૂં મોઘા મૂલનું) એ રાગ.

સુણો સૈયર વખત પૂરો થયો;
હવે જાશું આપણ સહુ ઘેર, કાલે વ્હેલાં આવજો.
તમને કામ કાલે જો આવી પડે;
રજા માગજો રૂડી પેર, કાલે વ્હેલાં આવજો. ૧
રસ્તે જાતાં રઝળશો નહિ તમે;
વાટે ચાલતાં રાખો સંભાળ, કાલે વ્હેલાં આવજો.
ખોટા વાદ કો સાથે ન કીજીએ;
દઇએ નહિ મુખથી કોને ગાળ, કાલે વ્હેલાં આવજો. ૨
પાટી પેનને ખડીયો લાવજો;
ભૂલશો નહિ ચોપડી ઘેર, કાલે વ્હેલાં આવજો.
રજા માગી માતાજીની પ્રીતથી;
રમવા જાજો તમે ભલી પેર, કાલે વ્હેલાં આવજો. ૩
રૂડી રમત રમી વ્હેલાં આવજો;
રાતે નીકળશો નહિ બહાર, કાલે વ્હેલાં આવજો.
ઘેર પાઠ સહુ કરી લાવજો;
લખજો લખવાના વિચાર, કાલે વ્હેલાં આવજો. ૪
કરજો આળસ સૌ અળગું તમે;
લેજો ભણતર ભણીને સાર. કાલે વ્હેલાં આવજો.
માથું સાફ કરી ગુંથી આવજો;
મૂવડ થાશો નહિજ લગાર, કાલે વ્હેલાં આવજો. ૫
ખાઇ પીને નિશાળમાં આવજો;
વાટે કરવો વિરામ ન ક્યાંઇ, કાલે વ્હેલાં આવજો.
પૂરાં કપડાં ચોકખાં ડોલે પહેરવાં;

સર્વે વાતે શીખોને સફાઇ, કાલે વ્હેલાં આવજો. ૬
મેલાં હાથ પાટી પોથી નવ કરો;
વાત કરશોમાં નિશાળ માંય, કાલે વ્હેલાં આવજો.
શિક્ષા માનીએ પ્રીતે ગુરૂજીની;
જેથી સુધરીને સારાં થવાય, કાલે વ્હેલાં આવજો. ૭

---

# ધોરણ ત્રીજું ભણનારીઓને સારૂ.

## ગરબી ૧ લી.

### ક્રોધ તજવા વિશે શીખામણ.

(સુંદર બાઇ ચાલ્યાં સાસરીયે) એ રાગ.

સુણજો શીખામણ સહુ બ્હેનો,
કદી ક્રોધ તમે નવ કરશો બ્હેન, ક્રોધે કામો કથળે છે. ટેક
નહિ કર્યાનાં કૃત્ય કરાવે છે;
એ વાત હૃદયમાં ધરશો બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૧
જો ક્રોધ તમે અંતર ધરશો;
કૂળ ભૂષણ લજ્જા ખોશો બ્હેન, ક્રોધે કામો કથળે છે.
વિખવાદ પડાવે વહાલામાં;
ક્રોધે પાછળથી રોશો બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૨
ક્રોધેથી કૃત્ય થશે કુડાં.
તેની ગમ જરી નહિ જોશો બ્હેન, ક્રોધે કામો કથળે છે.
ડાહાપણને ઊંધું વાળે છે,

સદ્‌બુદ્ધિને કયમ [1]દો'શો બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૩
શાંતિને શોષી તે લે છે;
વિવેક વિખેરી નાંખે બ્હેન, ક્રોધે કામો કથળે છે.
કીર્તિને કલંકી ક્રોધ કરે;
વાણીમાં વિખને દાખે બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૪
સંતોષ તણી જડ ઊખેડે;
સદ્ વિદ્યાને સોષાવે બ્હેન, ક્રોધે કામો કથળે છે.
જગમાં શત્રુ ઊભા કરશે;
જેથી નિંદ્રા નહિ આવે બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૫
તે સંપ મૂળને છેદે છે;
કુસંપને ગાદી સોંપે બ્હેન, ક્રોધે કામો કથળે છે.
કદિ કીરતારે એને સરજ્યો;
પર દુઃખ ઉપયોગે ઓપે બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૬
કુલટા સ્ત્રી ક્રોધજ સંઘરશે;
સમજુ સ્ત્રી તેને તજશે બ્હેન, ક્રોધે કામો કથળે છે.
ક્રોધે કમળા પતિ કોપે છે;
સહુ વ્હાલાં વૈરી સમજશે બ્હેન, ક્રોધે કામો કથળે. છે, ૭
ક્રોધેથી કૈનાં કુળ ગયાં;
તજી સંપ વધાર્યો કુસંપ બ્હેન, ક્રોધે કામો કથળે છે.
ક્રોધેથી પ્રીતિ નહિ રહેશે;
નહિ રહે સાથમાં સુસંપ બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૮
માટે આ વચનજ ધ્યાન ધરી;
તજી ક્રોધ ક્ષમા દિલ ધરશો બ્હેન, ક્રોધે કામો કથળે છે.

---

૧ દોહન કરવું.

મણિશંકરનાં અમૃત વચનો;
દિલ ધરતાં ભવજળ તરશો બ્હેન, ક્રોધે કામો કથળે છે. ૯

---

## ગરબી ૨ જી.

### બાગનું વર્ણન ભાગ ૧ લો.

( રૂડો રૂડો મુલક ગુજરાત રૂડો ) એ રાગ.

ચાલો ચાલો બ્હેનો બાગમાં જઇએ,
ફૂલો ગુલાબ મોગરો જુઇ લઇએ. ૧
ચતુર ચંપોને પોયણી બહુ ફૂલી,
ફૂલ રંગ બે રંગી છે અમૂલી. ૨
ફૂલ ઝાડ તણાં અમથાં ફૂલે,
જોતાં ફળનું કાંઇ થાય નહિ મૂલે. ૩
જુઓ જુઓ આ કદળી બહુ સારી,
સદ્ગુણી રૂપાળી છે ભારી. ૪
જુઓ દાડમડી કેવી શોભે,
ફળ જોતાં લેવાને મન લોભે. ૫
શોભે સીતાફળી બહુ ગુણવંતી,
બાગ સારો બન્યો રખવાળ ખંતી. ૬
જુઓ રીસામણીનો છોડ કેવો,
દિસે અતિ રીસાળ ગુણ નામ જેવો. ૭
જુઓ જુઓ ઊભેલી એરંડી,
ગુણ સારા લેવામાં છે ગંડી. ૮
જુઓ શેલડી સૈયર તેની છે,
પણ કિમત વધારે કેની છે. ૯

ગુણ એરંડીએ શેરડીનો નવ લીધો,
ભલે મેળાપ શેરડીનો કીધો. ૧૦
દિસે સુખડ જાત કેવી સારી,
અતિ સદ્ગુણ તેહમાં છે ભારી. ૧૧

ફળ ફૂલ કદિ દેતીજ નથી;
ગણી મોટી સુવાસનો ગુણ જેથી. ૧૨
ભલે તેને વાઢી કાપી બાળે,
પણ સુગંધ તેની તે નવ ખાળે. ૧૩

જેમ જેમ કાયા તેની બાળે,
તેમ તેમ સુગંધી તે આલે. ૧૪

અપકાર ઉપર ઉપકાર કરે,
જેથી માણસ તેને શીર ધરે. ૧૫
જુઓ નાગર વેલી કેવી છે,
નૂર મુખનું વધારે એવી છે. ૧૬

નથી ફળકે ફૂલ તેમાં કાંઇ,
એવા ગુણે ધરે જન મુખ માંહી. ૧૭

---

## ગરબી ૩ જી.

### બાગનું વર્ણન ભાગ ૨ જો.

રાગ ઉપર પ્રમાણે.

જુઓ જુઓ કપાસનો છોડ સારો;
દિસે નાનો પણ જગને ઢાંકનારો. ૧
તેના વિના માણસને નવ ચાલે,

તે થકી જન જગમાં મોજ મ્હાલે. ૨
ઘણાં મુલદાર વસ્ત્ર બને તેનાં,
થઇ કાગળ ખબર દે છે તેનાં. ૩
જુઓ જુઓ આ વડનાં ઝાડ મોટાં,
ફળ તેનાં જેવાં નહિ છે છોટાં. ૪
ધન્ય તેની પુત્રિ વડવાઇને,
દીધો આશ્રય પિતા ભાઇને. ૫
કૈક સદ્‌ગુણી દૂર્ગૂણી ઝાડો,
છે બાગને ફરતી ફૂલ વાડો. ૬
ચોફેર છે માંડવા દ્રાખ તણા,
તેની મધુરતામાં નહિજ મણા. ૭
ઝાડ તાડીને તાડ ખજૂરી છે,
તેની રીતભાત સર્વે બૂરી છે. ૮
કોઇ જનો તેથી સુખ નવ પામે,
તેનો દિવાનો સુત દારૂ નામે. ૯
જુઓ ખસખસના છે છોડ ઘણા,
તેના કેફને ઝેરમાં નહીં મણા. ૧૦
જુઓ ધતુરો ફૂલવંતો દિસે,
રહ્યું વિખજ તેનાં ફળ વિષે. ૧૧
છોડ જુઓને ગાંજાનો રૂડો,
પણ તેમાં રહ્યો કેફ ગુણ કૂડો. ૧૨
જુઓ જુઓ બજરના રોપ ઊગે,
કોઇ ચાવે પીએ ને ખૂબ સુંઘે. ૧૩
કૂડી કૂડી બજર પણ છે કૂડી,
નથી એના જેવી જગમાં ભૂંડી. ૧૪
તેમ સંસાર બાગ તપાસી જુઓ,
કોઇ ભૂંડો ભલો ને જીવતે મુઓ. ૧૫

જેના ઉત્તમ કામમાં નહિ ખામી,
જેની કીર્તિ જગતમાં બહુ જામી. ૧૬
માટે બ્હેનો ભાઇઓ કહુંછું પ્રીતે,
રહે કીર્તિ અચળ રહો એ રીતે. ૧૭
દુર્ગુણો તજી સદ્‌ગુણો લહો,
જેથી આ ભવ બાગમાં સુખી રહો. ૧૮
મણિશંકરની વિંનતી ધ્યાન ધરો,
ભજી ઇશ્વરને સંસાર તરો. ૧૯

---

# ગરબી ૪ થી.

## શીખામણ.

( મામેરૂં મોંઘા મૂલનું ) એ રાગ.

સુણો શાણી સખી શીખામણ દઉં,
હેતે ગણાવું વિદ્યા હું સાર, ભણતર ભણો ભાવથી.
જેથી સુખિયાં થશો સંસારમાં;
શીખો વચન વિવેક વિચાર, ભણતર ભણો ભાવથી. ૧
રૂડા આંક શીખો રાખી પ્રેમને;
જેથી લેખાં જલદી કરાય, ભણતર ભણો ભાવથી.
રૂડા બાવન અક્ષર શીખવું;
જેથી પુસ્તક પૂર્ણ પઢાય, ભણતર ભણો ભાવથી. ૨
તમે તાત તણું માન રાખજો;
વળી માતાને લાગજો પાય, ભણતર ભણો ભાવથી.
દુઃખ દુર્બલને દેશો નહિ;

કરો સુકૃત રમી જગ માંય, ભણતર ભણો ભાવથી. ૩
ચોરી ચાડીને જુઠું ત્યાગીએ;
કદી કરીએ નહિ બહુ હાસ્ય, ભણતર ભણો ભાવથી.
તમે પંચ તણા પરીઆણુમાં;
તેડ્યા વિણ જાવું નવ એ અવાસ, ભણતર ભણો ભાવથી. ૪
કદિ રમતાં તે રીસ ન કીજીએ;
ખોટી કરીએ ન પર પંચાત, ભણતર ભણો ભાવથી.
જમતાં બહુ જોર ન કીજીએ;
પ્રીતે ભાવતો લીજે ભાત, ભણતર ભણો ભાવથી. ૫
અજાણી વસ્તુ કદિ નવ ખાઇએ;
ઘડીએ નહિ અઘટીત ઘાટ, ભણતર ભણો ભાવથી.
કદિ હોડ ક્રોથી કરીએ નહિ;
નવ ચાલીએ ઉજડ વાટ, ભણતર ભણો ભાવથી. ૬
ગીતો વાત કથા સંવાદમાં;
વચ્ચે નવ કરીએ કાંઇ વાત, ભણતર ભણો ભાવથી.
રોજ ઉધમ પ્રીતથી કીજીએ;
જેથી તનમન રહે રળિઆત, ભણતર ભણો ભાવથી. ૭
કદિ એકલાં ગામ ન ચાલીએ;
પડે કામ કદિ જો કોટ, ભણતર ભણો ભાવથી.
લીધું દીધું લખીને રાખીએ;
જેથી ખાતે ન આવે ખોટ, ભણતર ભણો ભાવથી. ૮
મોઢે આપ વખાણ ન બોલીએ;
ધારીએ નિત પોતાનો ધર્મ, ભણતર ભણો ભાવથી.
કદિ કોઇને દોષ ન દીજીએ;
કીજે આપણું હોય જે કર્મ, ભણતર ભણો ભાવથી. ૯
નિત્ય પ્રભુની સેવા કીજીએ;
ભક્તિથી થવું તેહને શર્ણ, ભણતર ભણો ભાવથી.

[1]પરભાતે તમે નત્ર પોઢશો;
રહી નવરાં ન તોડીએ તર્ણું, ભણતર ભણો ભાવથી. ૧૦
મન નિર્મળ નીતિથી માંજવું;
જેમ ઠામ ઉજાળે છે રાખ, ભણતર ભણો ભાવથી.
કોમળ બાળા શિક્ષા મણિલાલની;
હ્રદે રાખો ધરી અભિલાખ,[2] ભણતર ભણો ભાવથી. ૧૧

---

# ધોરણ ચોથુ ભણનારીઓને

## સારૂ.

## ગરબી ૧ લી.

### ઇશ્વર સ્તુતી.

( અંબા માતાની ગરબડીરે ) એ રાગ.

કરીયે ઇશ્વર ઉપાસનારે;
ધરીયે હૃદયામાં નિત ધ્યાનરે, કરીયે ઇશ્વિર ઉપાશનારે.
જેણે પૃથ્વિ વાયુ બનાવીયુંરે;
છે કળવંતો તે બળવાનરે, કરીયે ઇશ્વિર ઉપાસનારે. ૧
કરજોડી વંદુ હું તેહનેરે;
માગું સદ્‌વિધા સુ જ્ઞાનરે, કરીયે ઇશ્વિર ઉપાસનારે.
સૂરજ ચંદ્રને તારા ઘણારે,
કીધો પ્રકાશનો [3]પ્રમાનરે, કરીયે ઇશ્વિર ઉપાસનારે. ૨
જળ થળ ચૈતન્ય કીધું બધુંરે;

---

૧ પ્રભાતે. ૨ અભિલાષ.
૩ પ્રમાણ=નિયમ=હદ.

કીધા મોટા પર્વત સારરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
પલમાં જીવન આપે જગતનેરે:
પલમાં કરે સર્વ સંહારરે, કરીયે ઈશ્વર ઉપાસવારે. ૩
જે છે અખંડને અવિનાશીરે;
જેનાં અકળિત દિસે કામરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
જપ તપ ધ્યાનમાં આવે નહિરે;
તેનું હૃદયે ધરિયે નામરે, કરીયે ઈશ્વર ઉપાસનારે. ૪
માગું કરજોડી તેની કનેરે;
દેજો સુમતિ સુજશ સારરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
મારૂં નિર્મળ મન રખાવજોરે;
દુઃખ કાપી સુખ દ્યો આ વારરે,કરીયે ઈશ્વર ઉપાસનારે. ૫
રાખો કુશળ સર્વે સાથનેરે;
દેજો સંપ સુ લક્ષણ સારરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
કુશળ રાખો મારા તાતનેરે;
રાખો કુશળ કુટુંબ પરિવારરે, કરીયે ઈશ્વર ઉપસનારે. ૬
રહેમ નજર રાખો સહુ ઉપરેરે;
તમ કરૂણાએ રહીએ ક્ષેમરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
રાખો સંતોષી અમ બાળનેરે;
રખાવો નીતિ કેરો નેમરે, કરીયે ઈશ્વર ઉપાસનારે. ૭
કાપો કુબુદ્ધિ કુચાલનેરે;
જેથી થાએ નિત કલ્યાણરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
કાપો મોહ અને અંહંકારનેરે;
આપો અમૃત સરખી વાણરે, કરીયે ઈશ્વર ઉપાસનારે. ૮
માગું માયાળુ સ્વભાવનેરે;
છે જેથી જગમાં નિભાવરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
કામ ક્રોધ મદ લોભનીરે;
ટાળો ચોરી ચાડી સાવરે, કરીયે ઈશ્વર ઉપાસનારે. ૯

જડ મૂળથી જૂઠું ટાળજોરે;
ઘો સાચું બોલ્યાની ટેવરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
સૌ ભાગ્ય અખંડ વધારજોરે;
દેજો માત તાતની સેવરે, કરીયે ઈશ્વર ઉપાસનારે. ૧૦
અન્ન ધન વસ્ત્રને આબરૂરે;
દેજો વ્હાલા મારા તાતરે, કરીયે ઈશ્વર ઉપાસનારે.
મણિલાલે જે માગ્યું ઇશ્વરારે;
તે તે દેજે તું સાક્ષાતરે, કરીયે ઈશ્વર ઉપાસનારે. ૧૧

---

## ગરબી ૨ ૭.

### સારી શીખામણ.

( હુંતો શિંગોડા તળાવે પાણી ગઇતીરે ) એ રાગ.

મારી શીખામણ ધ્યાન ધરો બ્હેનોરે;
ઘણો મહિમા જગતમાં જેનોરે. ૧
મહા સતી કેરા મતમાંહી ભળજોરે;
ખરાં થઇને વચને તમે પળજોરે. ૨
સદા સમજીને સ્વચ્છ મન રાખોરે;
પ્રીતે પ્રભુ કેરૂં નામ મુખ ભાખોરે. ૩
લંક લુંટવાનો લોભ નવ કરીયેરે;
સંતોષ સદાય મન ધરિયેરે. ૪
સંપી જંપીને નિભાવો ઘર બારરે,
તજો કડું વેણુ દૂરા અહંકારરે. ૫
હળીમળી રહો પ્રીતે સહુ સાથેરે
ધીરે સહો જે હોય દુઃખ માથેરે. ૬
દુઃખ પરઘેર પોતાનું ન દાખોરે;

પ્રેમે પતિવ્રત અંતરમાં રાખોરે. ૭
ખોટી ટાપ ટીપ કેરી ટેવ ટાળોરે,
રૂડી રાખી રીત ખોટી ચાલ ખાળોરે. ૮
પોતે ભણીને બીજીઓને ભણાવોરે;
વાંચી જ્ઞાન કેરા ગ્રંથ લીઓ લ્હાવોરે. ૯
લેશ લાવો નહિ આળસ અંગેરે;
કરીયે કાજ સહુ મન ઉછરંગેરે. ૧૦
પોતે સુધરી બીજીઓને સુધારોરે;
જીભે વિવેકનો બોલ ધરો સારોરે. ૧૧
રાખો ચંચળતા ચિત્તમાં ચાતુરીરે;
કદિ ક્રોધે નહિ બોલો વાત બૂરીરે. ૧૨
પ્રીતે પાજો પીજો પ્રીતિ રસ પાનરે,
શીયળ સદ્‌ગુણ ધરી મન જ્ઞાનરે. ૧૩
સાસુ સસરાની સેવા કરો પ્રીતેરે;
તેના આશિર્વાદે સુખી રે'શો નિતેરે. ૧૪
ભંગ ભરથારનું વેણ નહિ કરશોરે;
પ્રિય લેખો તમે નિજ પ્રાણ સરખોરે. ૧૫
વૃદ્ધ સાથે કદિ વાદ નહિ કીજેરે;
મોટા જનની મર્યાદ રાખી લીજેરે. ૧૬
ગાજો પ્રભુ કેરાં ગીત સહુ પ્રીતેરે,
પ્રભુ પતિ કેરી ભક્તિ કરો નિત્યેરે. ૧૭
ઇશ નથી દૂર તમથી ક્યાંયેરે;
પ્રેમ ભક્તિ થકી જોશો મન માંયેરે. ૧૮
લખો લેખે અભિલાખ પ્રભુ પુરેરે;
પ્રભુ ચિંતા તમારી સહુ ચૂરેરે. ૧૯
જેથી ધન ધાન્ય સનમાન પામોરે;
પ્રભુ સેવાથી દુઃખ સહુ વામોરે. ૨૦

કોડે મળે સ્વર્ગનું સુખ જાણોરે;
મણિશંકરનું વચન પ્રમાણોરે. ૨૧

---

## ગરબી ૩ જી.

### વિદ્યારૂપી વેલી.

( વનમાં આસોપાલવના ઝાડ, કદમ કેરી છાયારે ) એ રાગ.

બ્હેની હિત શીખામણ આજ, કહું ધ્યાને ધરજોરે;
સદ્ વિદ્યા ભણવા કાજ, અતિ યત્ન કરજોરે. ૧
સદ્ વિદ્યા રૂપી વેલી, સુર તરૂ સમ ફળશેરે;
ભણજો પ્રેમે સહુ મન મેલી, ઉત્તમ ફળ મળશેરે. ૨
તે છે દોલતની દાતાર, પ્રતાપી તે વેલી રે;
પામી વિશ્વ વિષે વિસ્તાર, સર્વે થકી પે'લીરે. ૩
તેની ચંદ્ર રવિ સૂધી છાંય, રોકી મહિ ઝાઝીરે;
તેનો પેસાર પાતાળ માંય, ડાળો ઝાઝી બાઝીરે. ૪
જન મનમાં તેનું મૂળ, શોધી જોતાં જડશેરે;
તેનાં સુગંધી મય ફુલ, ફળ અમૃત ઝરશેરે. ૫
ઉત્તમ રસ એ ફળનીમાંય, લહે જન પ્રીતેરે;
સુખ પામે તે જ્યાં જન જાય, આનંદની રીતેરે. ૬
તેનું પ્રીતે જે કરશે પાન, ઇશ્વર પદ જાણેરે;
જાણે પૂરણ બ્રહ્મનું સ્થાન, પડે સુખ ખાણેરે. ૭
જેથી પૂજાયે દ્વારોદ્વાર, ઘણું માન પામેરે;
જે છે સજ્જનનો શણગાર, બધાં દુઃખ વામેરે. ૮
રહે જે જન તેથી દૂર, પશુવત તે છેરે;

એની ફોકટ જીંદગી ક્રૂર, પંડિત સહુ કે'છેરે. ૯
રહી સંકટમાં તે સાથ, વિઘ્ન વન બાળેરે;
વળી નોધારાનો ગ્રહી હાથ, પૂરી રીતે પાળેરે. ૧૦
તેની શીતળ રૂડી છાંય, તળે જે બેસેરે;
તેની સેવાએ જડવૃત્તી જાય, સુબુદ્ધિ લેશેરે. ૧૧
શીલ સંતોષ દયા વિવેક, ક્ષમાને શમતારે;
ધર્મ આદી ગુણ અનેક, રૂપી ફૂલ ગમતાંરે. ૧૨
જે ફુલો અમુલ્ય સુવાસથી, દિન દિન ફૂલેરે;
જેની સુવાસ કેરી આશથી, સજ્જન ઝૂલેરે. ૧૩
એવી દેવ લતાની સેવ, કરો સહુ પ્રીતેરે;
મણિને વિદ્યાભ્યાસની ટેવ, આપો પ્રભુ નિત્યેરે. ૧૪

---

## ગરબી ૪ થી.

### સંપ રાખવા વિષે.

( શુણો શામળા હું તમ માટે ઘેલી થઇ જો ) એ રાગ.

બ્હેનો સંપીને સુખી રહો આનંદમાં જો; ટેક.
જેથી સાહ્ય મળે વિકટ ભવ ફંદમાં જો. બ્હેનો૦ ૧

તજી ક્રોધને ક્ષમા દિલે સહુ ધરો જો;
અદેખાઇ અહંકાર મદ પરહરો જો. બ્હેનો૦ ૨

સંપે સંપત્તિ પૂરી તમોને સાંપડે જો;
જેથી જગત મધ્ય આબરૂ ઘણી જડે જો. બ્હેનો૦ ૩

તજીને કુસંપ સંપ તમે સેવશો જો;
તેથી પ્રમાણિક નમ્ર તમે તો થશો જો. બ્હેનો૦ ૪

કોઇ સાથ કદિ કલેશ લેશ નહિ કરોજો;
નક્કી જગતમાં સુખી થઇ તમે ફરો જો. બ્હેનો૦ ૫
ધરી પ્રેમ કરો સંપ સહુ સાથમાં જો;
ચેતો ચેતો હજી બાજી તમ હાથમાં જો. બ્હેનો૦ ૬
કદિ કુસંપેથી કૃત્ય સારૂં નહિ થશે જો;
થશે જગતમધ્ય હાંસી આબરૂ જશે જો. બ્હેનો૦ ૭
કળાવાન પણ કુસંપથી ન ફાવીયા જો;
બળહીણ પણ સંપે બચાવીયા જો. બ્હેનો૦ ૮
ગયાં રાજ દૌવતવાનનાં કુસંપથી જો;
વધ્યા વેરી જેથી સુતા નહિ જંપથી જો. બ્હેનો૦ ૯
ખોળ કરી ઇતિહાસને જુઓ તમે જો;
જબર રાજ હોય પણ કુસંપ તો દમેજો. બ્હેનો૦ ૧૦
જેહ ઘરવિષે કુસંપ વાધ્યો ઘણોજો;
ઘર તેહનું સ્મશાન તુલ્યમાં ગણો જો. બ્હેનો૦ ૧૧
જુઓ પશુવત્ કિડી સંપને સજે જો;
પ્રાણ જાય તોય સંપને નહિ તજે જો. બ્હેનો૦ ૧૨
જુઓ જુઓ દેશીઓ નજર કરી ઘણીજો;
કરી છે દશા કૂડી કુસંપે આપણી જો. બ્હેનો ૧૩
કરી કૂળમાં કુસંપ પાંડુ વન ગયા જો;
મટયો સંપ જેથી રામ વનમાં રહ્યાજો. બ્હેનો૦ ૧૪
જાદવ કુળ સંપ તજવા થકી ગયું જો;
પાયમાલ પૃથુ કેરૂં રાજતો થયું જો. બ્હેનો૦ ૧૫
ભરતખંડને ભીખારી કુસંપે કર્યો જો;
જુઓ અંગ્રેજોએ સંપ કેવો આદર્યોજો. બ્હેનો૦ ૧૬
માટે ચેતો ચેતો બાઈ ભાઇ સર્વદા જો;
થશે સંપ થકી દૂર સર્વે આપદા જો. બ્હેનો૦ ૧૭

જુઓ જુઓને કુસંપ છે કુ લક્ષણો જો;
તજી ક્લેશ સજો સંપ થશે રક્ષણો જો. બ્હેનો૦ ૧૮
ખાર ખેદ તે કુસંપ કેરાં મૂળ છે જો;
સંપ સજ્યા વિના સમજણ ધુળ છે જો. બ્હેનો૦ ૧૯
કહે મણિલાલ તજો સહુ કુસંપને જો:
સજી સંપ સજી સંપ પામો જંપને જો. બ્હેનો૦ ૨૦

---

## ગરબી ૫ મી.

### સતીના ગુણ મેળવવા માટે ઈશ્વર પ્રાર્થના.

( રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે ) એ રાગ.

સતીપણું આપજો પ્રભુ અમનેરે,
કરજોડી વિનવીયે સહુ તમને. સતીપણું૦ ટેક.
જેથી જશ જગમાં અતિ જામેરે,
ઓળખાઇએ સતીયોને નામેરે;
કીર્તિ કોરણુ વધે ગામો ગામે. સતીપણું૦ ૧
ભરત ભૂમિપર થઇ ગઇ સતીયોરે,
જેની તનમન સારી મતિયોરે;
ગાય જશ જગ મળી સારી ગતિયો. સતીપણું૦ ૨
લોપા મુદ્રા અનુસુયા [1]આળીરે,
રેણુકા ભોગવતી મતવાળીરે,
સૂકન્યા સાવિત્રી ભાગ્યશાળી. સતીપણું૦ ૩
ચંદ્રપ્રભા આનંદી બાઇરે,

---

૧ આળી. ખરેશબ્દ આલી=બેનપણી, સખી, સહીયર.

દમયંતી તારામતિ માઇરે,
જેના ગુણ શકું કેમ ગાઇ. સતીપણું૦ ૪

ગાર્ગી મૈત્રેયી મેના આદીરે,
ગાંધારી દેહુતી સતી સાદીરે,
બીજી ઘણી સતી સતવાદી. સતીપણું૦ ૫

સાત સતીયોનાં નામ ગણાવુંરે,
મેં પવિત્ર થવા હું ભણાવુંરે,
ક્રમવાર વિગતથી જણાવું. સતીપણું૦ ૬

અહલ્યા તારા ને દ્રૌપદી માતારે,
સીતા કુન્તા મનોહરિ સાતારે,
સૂલોચના સાતે સતી દાતા. સતીપણું૦ ૭

ઇતીહાસમાં જોઇએ તપાસીરે,
રાણક દેવી સોના રાણી ખાસીરે,
તેની પાસે આધૂનીક દાસી. સતીપણું૦ ૮

પ્રેમ પતીને પોતાને પીતાંરે,
લોકોના અપવાદથી બીતાંરે,
જેના ગુણની ગવાણી છે ગીતા. સતીપણું૦ ૯

આપો તેના ગુણો દયા આણીરે,
ન્હાની પુત્રિ પોતાની જાણીરે,
માગ્યું એટલું ઉલટ આણી. સતીપણું૦ ૧૦

હતી તે સતીયો વિદ્યાવાળીરે,
જેની કીર્તિ ગુણીઓએ ભાળીરે,
અદ્ભુત કામો ભાગ્યશાળી. સતીપણું૦ ૧૧

નમ્રતા સદ્વિદ્યા આપોરે,
નીતિ વિચારો અમારા સ્થાપોરે,
મતિ પાપ તણી પ્રભુ કાપો. સતીપણું૦ ૧૨

માગીએ કર જોડી પ્રભુ આપોરે,
આપી સતી કેરા ગુણ કષ્ટ કાપોરે,
મણિ કહે શીયળપદ સ્થાપો. સતીપણું૦ ૧૩

---

## ગરબી ૬ ઠ્ઠી.

### સાચું બોલવા વિષે.

( રમવા આવોનીરે આવોને નંદના લાલ રમવા આવોનીરે )

એ રાગ.

સહુ સાંચું બોલો, જુઠું મુખથી ન બોલોરે, સહુ સાંચું બોલો. ટેક.
એ છે ભલો ભણતરનો સાર, તમારા તનમનનો શણગાર;
જેથી સુધરે સંસારરે, સહુ સાચું બોલો. ૧
પ્રભુએ દયા અંતરમાં ધારી, પશુ કરતાં દીધી સમજણ સારી;
રહો વિનયથી વાત વિચારીરે, સહુ સાચું બોલો. ૨
તેથી સુખ સંપત બહુ થાયે, દુર્ગુણ સૌ ઓછા થઇ જાયે;
સજ્જનમાં તે મનાયેરે, સહુ સાચું બોલો. ૩
સારૂં દેખાય જો સાચ પળાયે, જરૂર જાણો કીર્તિ જળવાયે;
સદ્‌ગુણ સહુ મેળવાયેરે, સહુ સાચું બોલો. ૪
જૂઠેથી જગદીશ્વર ખીજે, પ્રભુજીનું ચિત્ત સાચેથી રીઝે;
સત્યપણું સજી લીજેરે, સહુ સાચું બોલો. ૫
અંતરમાં તમે એમ વિચારો, સત્ય વડે શોભે સંસાર સારો;
સત્યે વાયુ વાય ધારોરે, સહુ સાચું બોલો. ૬
સાચેથી વ્હાણુ જલમાં તરેછે, સાચેથી સુર્ય પ્રકાશ કરેછે;
શીતળતા ચંદ્ર ધરેછે, સહુ સાચું બોલો. ૭
સત્યથી જળ પૃથ્વીપર વરસે, સાગર મર્યાદા સાચે ન તજશે;
સત્ય વિના કામ વણસેરે, સહુ સાચું બોલો. ૮

દીસે સત્ય સદા સુખકારી, એથી અધિક લાભ કોઈ નહિ ભારી;
સાચું બોલો ટેવ સારીરે, સહુ સાચું બોલો. ૯
સત્ય શણગારે થવું અધિકારી, સાચને આંચ ન આવે લગારી;
મણિ કહે સત્ય વિચારીરે, સહુ સાચું બોલો. ૧૦

---

# ધોરણ ૫ મું ભણનારીઓને સારૂ.

## ગરબી ૧ લી.

### શિયળ સાચવવા વિષે.

( હાંરે માએ કનકની માંડવી ઘડાવી ) એ રાગ.

હાંરે પ્હેરે જેકો શીયળની સાડી,
હાંરે જેથી જશ જગમાં વધે અગાડીરે,
જેકો શીયળ સજે સ્નેહ આણી. ટેક. ૧
હાંરે તેહ સાડીમાં સત્ય બહુ બિરાજે;
હાંરે તેમાં કનક વિવેક વેલ છાજેરે, જેકો શીયળ૦ ૨
હાંરે બ્હેનો શીયળમાં શાંતિ પ્રકાશે;
હાંરે શીયળ સાડીના તેજે તીમીર નાશેરે, જેકો શીયળ૦ ૩
હાંરે ભલે પહેરો ઘરેણાં હજારો;
હાંરે પણ શીયળ વિના જુઠાં ધારોરે, જેકો શીયળ૦ ૪
હાંરે ભલે કનક જડિત પ્હેરો ચૂડી;
હાંરે દિસે શીયળની સાડી વિણુ કૂડીરે, જેકો શીયળ૦ ૫
હાંરે કદિ ઝાંઝરનાં સાદે મોહે શામા;
હાંરે પણ શીયળના સાદ વિણુ નકામારે, જેકો શીયળ૦ ૬

હાંરે પ્હેરો કનકની કંચૂકી રૂપાળી;
હાંરે પણ શીયળ વિના લાગે કાળીરે, જેકો શીયળ૦ ૭
હાંરે ભલે આંજે કાજળ નેણ માંહી;
હાંરે શોભે નહિ નેણ શર્મ વિણ કાંહીરે, જેકો શીયળ૦ ૮
હાંરે ભલે મુખ શોભાયે પાન ચાવે;
હાંરે મધુર વાકય વિણ શોભા ન આવેરે, જેકો શીયળ૦ ૯
હાંરે રહ્યા સકળ સદ્‌ગુણ શીયળ માંહી;
હાંરે કદિ ગુણ વિના રૂપ શોભે નાહીરે, જેકો શીયળ૦ ૧૦
હાંરે ગ્રહી ગુણ શીયળના પ્રીતે;
હાંરે જશ મેળવશે સારી રીતેરે, જેકો શીયળ૦ ૧૧
હાંરે શ્વસુર પીયરમા લાયક ગણાશે;
હાંરે નક્કી શીયળથી પાવન થાશેરે, જેકો શીયળ૦ ૧૨
હાંરે પતિપર પૂરો પ્રેમ ધરાશે;
હાંરે નક્કી કહું તેથી ભવજળ તરાશેરે, જેકો શીયળ૦ ૧૩
હાંરે માટે શીયળ સતીવ્રત ધારો;
હાંરે મણિ કહે ભવ સુધરે તમારો, જેકો શીયળ૦ ૧૪

---

## ગરબી ૨ ૭.

### મધુરા બોલ બોલવા વિષે.

( ઓધવજી સંદેશો કહેજો શામને ) એ રાગ.

સુણજો શાણી બ્હેનો આ સંસારમાં,
કદિ મુખ વદીએ નહિ કઠોર ઉચ્ચારજો;
વશ કરણી વિદ્યા રહી છે સુવેણમાં,
નહિ ધારો વશ કરણી મંત્રોદ્ધારજો. સુણજો૦ ૧

હશે મધુરી મીઠા બોલી માનુની,
તે વશ રાખે છે નક્કી ભરતારજો;
વિખ ઝાઝું જીભ્હામાં તે શા કામનું,
નહિ આણે તે પર કોઇ પૂરો પ્યારજો. સુણજો૦ ૨
જુઓ પાળે જન પોપટ પ્રીતે કરી,
કોઇ ન પાળે કઠોર બોલો કાગજો;
કાંકે મીઠું બોલે પોપટ પાંજરે,
નેવે બેશી બોલે કડવું કાગજો. સુણજો૦ ૩
હશે કુટિલ કજીયાળી નાર અભાગણી,
તોલ નહિ રે' ઘર વિષે તલ ભારજો;
કદિ સાસુજો ક્રોધ કરે તમ ઉપરે,
તેથી અનુગ્રહ કરવાના વિચારજો. સુણજો૦ ૪
મીઠાં બોલી મરજી સહુની મેળવે,
પ્રાણ પતિની પ્રીતિનું એ પાત્રજો;
સાસુને નણદી શું તુંકારો કરે,
ત્યારે બીજાં વશ કરવાં કોણ માત્રજો. સુણજો૦ ૫
કદિ કટુ વચન મુખથી નવ ભાખીએ,
કટું વચન તે કલેશ તણું છે મૂળજો;
તેથી સદ્દકૃત્યો પામે છે સર્વદા,
જેમ ધમ્યું સોનું મળે છે ધુળજો. સુણજો૦ ૬
મધુર વચન વિણ દુઃખી થશો સંસારમાં,
નહિ પામો કદિ માનજ માણસ પાસજો;
જુઓ ધુવડની વાણી ભયાનક છે અતિ,
સાંભળનારાં સાંભળી બને ઉદાસજો. સુણજો૦ ૭
અમૃત વાક્યે અંતર પડદો ખોલજો,
તેથી સઘળા દુર્ગુણ પડશે પારજો;
અમૃત વચનેથી સર્વે સુધરી જશે,
નવ સુધરે તો તેને છે ધિઃક્કારજો. સુણજો૦ ૮

અમૃત વચને વશ કરશો સહુ જનને,
માટે મુખથી બોલો મધુરી વાણુજો;
મુખ મધુરાની શોભા સૌ સંસારમાં,
મીઠાં વચનો રીપુ જડ છેદક બાણજો. સુણજો૦ ૯
મણિ વચનો મીઠાં મીઠાં બેમૂલ છે,
જેથી શાંતિ સર્વ સ્થળે પથરાયજો;
મીઠી વાણી જાણી દેવે દીકરી,
દેવાંગનાને પ્રિય તેવી તે ગાયજો. સુણજો૦ ૧૦

---

## ગરબી ૩ જી.

### વિદ્યા મહિમા.

( ગુરૂ ગોવિંદના મહિમાનો ) આ રાગ.

સુણો હિત શીખામણ સાર, આજ સખી મારી;
ભણો સદ્ વિદ્યા નીરધાર, સુખ દેવા વાળી. ટેક

સાખી.–વિદ્યા વેલ વિવેકની, ભણતાં ભ્રાંતિ જાય;
સૌ ઠામે સુખ સાંપડે, જેથી આનંદ ઓચ્છવ થાય,
સમજ સખી મારી, જેથી પરમપદ પમાય;
કહું દિલ વિચારી, બ્હેની સહુ ઠામે પુજાય.
જ્ઞાનથી નરનારી, સુણો હિત શીખામણ સાર;
આજ સખી મારી, ભણો સદ્‌વિદ્યા નીરધાર.
સુખ દેવા વાળી ... ... ... ... સુણો. ૧
મહિમા જેનો છે ઘણો, કથન કરૂં હું કેમ;
વિદ્યા દેવી સેવતાં, ભવજળને તરશો તેમ.
સુખ શાંતિ મળશે, ભણો પ્રેમ ધરીને જેમ;
દુઃખ બધાં બળશે, સખી મનમાં સમજો એમ,

તો બંધન ટળશે,... ... ... ...સુણો૦ ૨
ચીત્ર ભરત શિવણ શીખો, રૂડી રસોઇની રીત,
શુભ ગીતો શુભ રાસડા, શીખવાને ચોંટાડો ચિત્ત,
વિવેક ધરિ મનમાં, જેથી સંસારે સુખ વિત્ત,
વધશે જશ જગમાં, થાશો સદ્ગુણી ખચીત.
આનંદ છે તનમાં,... ... ... ...સુણો૦ ૩
અબળા સબળા સૌ ભણે, તો નબળાં નવ થાય;
મન વાંચ્છિત સુખ જગતમાં, વિદ્યા ભણવાથી પમાય,
કહું સાચે સાચું, આપો વિદ્યા પ્રભુજી સદાય,
વિદ્યા વિના કાચું, મણિશંકર વાંચ્છિત થાય,
તુજ પાસે જાચું, સુણો હિત શીખામણ સાર,
આજ સખી મારી, ભણો સદ્વિદ્યા નિરધાર,
સુખ દેવા વાળી,... ... ... ...સુણો૦ ૪

---

## ગરબી ૪ થી.

### સુધારાની જાન.

(ધોળકામાં ધરમશી ફૂલતો મેઘા ડુંગર ગાજે) એ રાગ.

જાન સુધારાની મળી, ધ્વનિ ધર્મની ગાજે,
વિદ્યા બાઇનો બેટડો, પરણે છે આજે. ૧
ઢોલ નગારાં ભેર રૂપી, વાજાં નૌત્તમ વાજે;
ન્યુસપેપર ચોપાનિયાં, જેની ગર્જના ગાજે. ૩
ઠાઠ મળ્યો ઠામ ઠામ આ, આજ જોવાને કાજે;
રૂડો વરનો બાપ ત્યાં, શ્રમસેન બિરાજે. ૩
સાજનનું શું પૂછવું, જયાં છે બુદ્ધિ ભૂપ;
સુખ સિંધુ મંડપ નાખીયા, જાણે શાન્તિના કૂપ. ૪

હાંડીગે પ્રભુ પ્રસાદની, તકતા અભેદ જાણુ;
જડીયાં રૂડાં રત્ન બહુ, જાણે ઉગ્યાછે ભાણુ. ૫
સદાચરણ સહુને કહે, આસો સૌ લઈએ લ્હાવો;
ઉદ્યમ ત્યાં હાજર હતો, તે કહે ખંતને કહાવો. ૬
સંતોષ પરીચય ચાતુરી, ચંચળતા બેન ભાઇ;
ક્ષમા સંપને સત્યતા, તેની શું કહું ભલાઇ. ૭
ધૈર્ય પરમારથ આવીયા, જેના મન છે ઉદાર;
પંડિત પ્રમાણિકતા, જેના શુદ્ધ વિચાર. ૮
વિવેક નમ્રતા સહુ મળી, રૂડી મર્યાદ શીળતા;
જેનાં કીર્તિ કીરણો દેશો દેશ પ્રસરતાં. ૯
દયા ઉદારતા હર્ષથી, આવે પંથે પળતી;
આદિ મળી સર્વ સૈયરો, ભાવે આવી મળતી. ૧૦
સૌંદર્યતા મતિ સૌર્યને, શીયળ સહન શીળતા;
ગાએ ગીત ઘણાં રૂડાં, અસીલતા ગંભીરતા. ૧૧
સદ્ધર્મ સુચાલ આવીયાં, શ્રમસેનને ઘેર;
મીલનસારી બાઈ ત્યાં, આવ્યાં હરખ ભેર. ૧૨
ઘેર ઘેર ઓચ્છવ છે ઘણો, જાણે દીવાળી [1]દન;
વિજય સંપત્તિ આવીયાં, જેનાં રૂડાં વદન. ૧૩
ઓગણીશમી આખી સદીનો. લગ્ન દિન ઠર્યો છે;
મંડપ મહિના ભાગમાં, ભભકાથી ભર્યો છે. ૧૪
ધન ધન દિન રળિઆમણો, રૂડો લાગેછે આજે.
સિતાર સારંગી શીડલો, સાતે સૂરગાં વાજે. ૧૫
શુદ્ધ વિચારને ન્યાય.ત્યાં, આરોગ્યતા લેખું;
એવી સુધારાની જાન આ, ઊદય ગઢપર દેખું. ૧૬

---

૧ દીન.

તે જાનમાં જવું આપણે, રૂડું તેડું આવ્યું છે;
વિજ્ઞાને વિચાર સાથે, રૂડું કે'ણ કાવ્યું છે. ૧૭
માટે ચાલો જઇએ આપણે, આજ જોવાને કાજે;
ત્યાં ગીત ગાઇશું તેહનાં, સમજી મન આજે. ૧૮
સૈયર જોવા ટોળે મળો, મન મુર્ખાઈ મૂકી;
સુખી સુધારાની જાનમાં, કો નહિ થશો દુઃખી. ૧૯
હોપ રૂપી દીવા દીવડા, ચાલો પ્રગટીને જઇએ;
નીતિનાં ગીતો ગાઇને, મન આનંદ લઇએં. ૨૦
નીતિનાં રીતી જોઇને, અનીતિ બાઈ બળશે;
વિધા બાઇનો એટડો, નીતિબાઇને મળશે. ૨૧
ચાલો આનંદ ત્યાં થશે, જયાં નીતિ જ્ઞાન પરણે;
આજનો દીન દીપાવડો, મણિશંકર વરણે. ૨૨

---

## ગરબી ૫ મી.

### રસોઇની રચના.

( મા પાવાતે ગઢથી ઊતર્યાં ) એ રાગ.

મા, રસોઇનાં રચના, કહાને પ્રીતે, મા,
મા, કાજ સરે મનનાં, કહો કઇ રીતે, મા. ૧
મા, દાળ કઢીને ભાત, કરવાં કેમજ, મા,
મા, શાક તણી શી જાત, કરવી તેમજ, મા. ૨
મા, ભજીયાંને ભાજી ભલી, મન ગમતી, મા,
મા, પાપડ સેવ વડી, હું સ્વાદે જમતી, મા. ૩
મા, અથાણાં બહુ ભાતનાં, લેખવજો, મા,
મા, વઘાર વિધ વિધ જાતના, શીખવજો, મા. ૪
મા, દૂધપાક ને ખીર, રૂડી કરવી, મા,

મા, જમતાં સુખ શરીર, રીત શી ધરવી, મા. ૫
મા, પકવાનો અતિસાર, કહો કેમ કરવાં, મા,
મા, કરવામાં કંસાર, શું ! ગુણ ધરવા. મા. ૬
મા, પૂરણ પોળી ચૂરમું, અતિ સારૂં, મા,
મા, કરવાને વળી ઓરમું, મન ધારૂં, મા. ૭
મા, મગજ મગદળ સાર, ઘીના કરવા, મા,
મા, અડદીયા શ્રીકાર, પુષ્ટિ મળવા, મા. ૮
મા, કેળાં કોળાનું શાક, મનને ગમતું, મા,
મા, પૌષ્ટિક સાલમપાક, સાર શીખવતું, મા. ૯
મા, રોટલીને રાયતાં, કેમ થાએ, મા,
મા, શિખંડ બાસુદી ભાવતાં, વખણાએ, મા. ૧૦
મા, ઘઉં તણી તે સેવ, કેમ વણાએ, મા,
મા, શીરામાં જળ ટેવ, કેમ રખાએ, મા. ૧૧
મા, પૂરી મોહન થાળ, શીખવો પ્રીતે, મા,
મા, તળ્યા ચણ્યાને વઘાર, દઉં શી રીતે, મા. ૧૨
મા, ખટાસ શેમાં નાંખવી, કહો સાચે, મા,
મા, અગ્નિ કેવી રાખવી, ધીમિ આંચે, મા. ૧૩
મા, પુલ્લા માલ પૂવા, કહો કેમ ! કરવા, મા,
મા, લોટ લઇને રોટલા, મસળવા, મા. ૧૪
મા, મરચાંના સંભારમાં, શું જોઇએ, મા,
મા, મુરબ્બાના પ્રકાર, પ્રીતે કહીએ. મા. ૧૫
મા, મોતૈયાનો થાળ, ભરીને પીરસું, મા.
મા, પાપડના પ્રકાર, આજ નીરખશું, મા. ૧૬
મા, પાક શાસ્ત્રનું જ્ઞાન, પૂરણ તમને, મા,
મા, તે શીખવી ગુણવાન, કીજે અમને, મા. ૧૭
મા, ધન ધન આ અવતાર, જ્ઞાન હું પામી મા,
મા, બતાવજો કોઇ વાર, મણિની ખામી, મા. ૧૮

# ગરબી ૬ ઠ્ઠી.

## કંજુસી મધમાખ વિષે અન્યોક્તિ.

( [1]હાંરે દાણ માગે કાનો દાણ માગે ) એ રાગ.

કંજુસી મધમાંખી તું શીશ શીદ કૂટે;
હાંરે નક્કી લોભી કેરૂં ધન ચોર લૂંટે, કંજુસી. ૧ ટેક.
સર્વ હળીમળી રસ ભેળો કીધો;
હાંરે ધણી ખંતથી બગડવા ન દીધો. કંજુસી૦ ૨
સર્વ મિષ્ટ રસમાંથી રસ ચૂસ્યો;
હાંરે રસ ચૂસી તેં સુંઢમાં ભૂંસ્યો. કંજુસી૦ ૩
ધરિ હોંશ કરી મહેનત પૂરી;
હાંરે જરી ચોકખાઇમાં નહિ તું અધુરી. કંજુસી૦ ૪
ભૂખ દુઃખ વેઠી મધ ભેળું કીધું;
હાંરે પૂરૂં ખાધું ન કોઇને ન દીધું. કંજુસી. ૫
મધપૂડામાં મધ ભરી રાખ્યું;
હાંરે કોને લેતાં તેં તો નવ સાંખ્યું. કંજુસી૦ ૬
મધપૂડો ભરાયો પૂરો જ્યારે;
હાંરે મોટો રચવા વિચાર કર્યો ત્યારે. કંજુસી૦ ૭
એવી રીતે તેં મધ ભેળું કીધું;
હાંરે ધરિ કંજુસાઇ પોતે ન પીધું. કંજુસી૦ ૮
હવે શીશ શીદ કૂટે તું માખી;
હાંરે પછી શું થયું તે દઉ ભાખી. કંજુસી૦ ૯
આવ્યો ચાંડાળ કોક ત્યાં પાપી;

---

૧ "હું વારી જાઉં ઉભાં રહોને અલબેલી"—એ રાગમાં પણ ચાલશે.

હારે મધ જામેલો ડાળ લીધી કાપી. કંજુસી૦ ૧૦
કરી ધુણી ઉડાડી દીધી તને;
હારે એવું દિલમાં સુઝે છે મને. કંજુસી૦ ૧૧
લઇ ચાલ્યો તે મધ બધું તારૂં;
હારે રહ્યું રખડતું ટોળું તમારૂં. કંજુસી૦ ૧૨
કરી લોભ ફળ મેળવ્યું નઠારૂં;
હારે જેથી સફળ થયું ન કાજ તારૂં. કંજુસી૦ ૧૩
જુઓ જુઓ આ કંજુસ માખી;
હારે કરી લોભને કમાણી ખોઇ નાંખી. કંજુસી. ૧૪
જેહ લોભી હશે જન આવો;
હારે તેહ ખાશે પીશે ન લેશે લ્હાવો. કંજુસી. ૧૫
રાખો ઉદ્દારતા દિલ મોટું;
હારે તેહ વિના દિસે સહુ ખોટું. કંજુસી. ૧૬
કરકસર કરવી બહુ વિચારી;
જશ જડે સંપ વધે સુખકારી. કંજુસી. ૧૭
અતિ લોભે પસ્તાવું પડે ભાઇ;
હારે લોભે જશ મેળવાય નહિ કાંઇ. કંજુસી. ૧૮
તજી લોભ સંતોષ દિલ રાખો;
હારે લોભ તજ્યા વિના સુખ નહિ ચાખો. કંજુસી. ૧૯
ધરો શિક્ષા સર્વે દીલ માંહી;
હારે પ્રીતે કહે મણિ ચિત્ત ચાહી. કંજુસી. ૨૦

---

# ધોરણ છઠું ભણનારીઓને

# સારૂ.

## ગરબી ૧ લી.

### સારી શીખામણ.

( સૂરજ ઊગ્યોરે કેવડીયાની ફણસે કે, વા'ણેલાં ભલે વાયાંરે )

એ રાગ.

જાગો જાગોરે ગુણવંતાં સહુ બ્હેનો કે, સદ્‌ગુણો સંઘરવારે,
માગો માગોરે પ્રભુ પાસે સહુ બ્હેનોકે. દુર્ગુણો દૂર કરવારે. ૧
કાઢો કાઢોરે કુનીતિ કુચાલ કે, સદ્‌ગુણો સંઘરવારે;
કહુંછું કહુંછુંરે, આણીને હું વ્હાલકે, દુર્ગુણો દૂર કરવારે. ૨
જાશો જાશોરે નહિ કુસંપને ઘેરકે, સદ્‌ગુણો સંઘરવારે;
ધારો ધારોરે કર સંપ સમશેરકે, દુર્ગુણો દૂર કરવારે. ૩
ભણજો ભણજોરે ભાવે વિદ્યા વિશેષકે, સદ્‌ગુણો સંઘરવારે;
નહિ રાખોરે આળસ તન લેશ કે, દુર્ગુણો દૂર કરવારે. ૪
ગાજો ગાજોરે ગરવાં નીતિનાં ગીતકે, સદ્‌ગુણો સંઘરવારે;
તજજો તજજોરે ભૂંડણ સ્ત્રીની પ્રીતકે, દુર્ગુણો દૂર કરવારે. ૫
પહેરો પહેરોરે શીયળ કેરી સાડીકે, સદ્‌ગુણો સંઘરવારે;
નાસે નાસેરે દુઃખડાં જેથી દહાડીકે, દુર્ગુણો દૂર કરવારે. ૬
રાખો રાખોરે સંતોષ વિચારીકે, સદ્‌ગુણો સંઘરવારે;
તજજો તજજોરે કંજુસાઈ નઠારીકે, દુર્ગુણો દૂર કરવારે. ૭
પ્રેમે પ્રેમેરે પતિવ્રત્ત સૌ પાળોકે, સદ્‌ગુણો સંઘરવારે;
નીતિ નીતિરે ઉપર મન વાળોકે, દુર્ગુણો દૂર કરવારે. ૮

મળશે મળશેરે જશ જગમાં વિશેષકે, સદ્ગુણો સંધરવારે;
ધરશો ધરશોરે નહિ ક્રોધ મન લેશકે, દુર્ગુણો દૂર કરવારે. ૯
ધારો ધારોરે સત્ય સાંકળી સારીકે, સદ્ગુણો સંધરવારે;
રહેજો રહેજોરે નમ્રતા સહુ ધારીકે, દુર્ગુણો દૂર કરવારે ૧૦
પહેરો પહેરોરે ચોખ્ખાઇની ચૂડીકે, સદ્ગુણો સંધરવારે;
લેજો લેજોરે દયા દિલમાં રૂડીકે, દુર્ગુણો દૂર કરવારે. ૧૧
પહેરો પહેરોરે અદબની અકોટીકે, સદ્ગુણો સંધરવારે;
તજજો તજજોરે હોય રીત જે ખોટીકે, દુર્ગુણો દૂર કરવારે. ૧૨
ચોડો ચોડોરે જ્ઞાન કેરો ચંદકે, સદ્ગુણો સંધરવારે;
થાશે થાશેરે જેથી દિલમાં આનંદકે, દુર્ગુણો દૂર કરવારે. ૧૩
ધારો ધારોરે ઉદારતા દિલકે, સદ્ગુણો સંધરવારે;
ભણતર ભણવાની નહિ કરશો ઢીલકે, દુર્ગુણો દૂર કરવારે. ૧૪
સુધરી સુધરીરે સુધારોને શહેરો કે, સદ્ગુણો સંધરવારે;
ચળકે ચળકેરે સદ્ગુણથી ચ્હેરો કે, દુર્ગુણો દૂર કરવારે. ૧૫
આંજો આંજોરે અંજન શરમનું કે, સદ્ગુણો સંધરવારે;
માંજો માંજોરે જ્ઞાનથી પાત્ર મનનું કે, દુર્ગુણો દૂર કરવારે. ૧૬
કીજે કંકુરે [1]કીરતિ કેરૂં સારૂં કે, સદ્ગુણો સંધરવારે;
માની માનીરે કહ્યું બ્હેનો અમારૂં કે, દુર્ગુણો દૂર કરવારે. ૧૭
દીજે દીજેરે કર ઉદ્યોગ મેંદી કે, સદ્ગુણો સંધરવારે;
તજીએ તજીએરે આળસપણું એદી કે, દુર્ગુણો દૂર કરવારે. ૧૮
દેજો દેજોરે પાપ ઉપર પાટુ કે, સદ્ગુણો સંધરવારે;
પીજો પીજોરે શમતા દૂધ ધાટું કે, દુર્ગુણો દૂર કરવારે. ૧૯
વદીએ વદીએરે વિવેકની વાણી કે, સદ્ગુણો સંધરવારે;
છોડી દીજેરે મર્મ વચનની કહાણી કે, દુર્ગુણો દૂર કરવારે. ૨૦
કરજો કરજોરે ભવ વાટનું ભાતું કે, સદ્ગુણો સંધરવારે;
કરવી કરવીરે બોધ લાગે તે વાતું કે, દુર્ગુણો દૂર કરવારે. ૨૧

---

૧ કિર્તિ.

નહિ કરીએરે રીસ બતાવશે ખામી કે, સદ્ગુણો સંઘરવારે;
ભજીએ ભજીએરે નીજસ્વામી ગહુ નામી કે, દુર્ગુણો દૂર કરવારે. ૨૨
ટળશે ટળશેરે જેથી વ્હેમ કુબુદ્ધિ કે, સદ્ગુણો સંઘરવારે;
મળશે મળશેરે ધન ધાન્ય સુબુદ્ધિ કે, દુર્ગુણો દૂર કરવારે. ૨૩
વિઘ્ન વિઘ કેશરે વિઘ્ન ટળશે તમારાં કે, સદ્ગુણો સંઘરવારે;
કોડે કોડેરે વચન માનજો મારાં કે, દુર્ગુણો દૂર કરવારે. ૨૪
મળશે મળશેરે સ્વર્ગ કેરૂં સૌ સુખ કે, સદ્ગુણો સંઘરવારે;
ટળશે ટળશેરે જેથી જનમના દુઃખ કે, દુર્ગુણો દૂર કરવારે. ૨૫
તજજો તજજોરે મનથી અહમેવ કે, સદ્ગુણો સંઘરવારે;
સાહ્ય થાશેરે મણિશંકરનો દેવ કે, દુર્ગુણો દૂર કરવારે. ૨૬

---

## ગરબી ૨ જી.

### નિજ પતિ સાથે પ્રેમ રાખવા વિષે.

( ઓધા નંદનો છોરો તે નમેરો થયો જો ) એ રાગ.

એવો પ્રેમ પતિ સાથ રાખો સુંદરી જો,
જશ જડે સુખ મળશેજ ખાતરી જો. એવો પ્રેમ૦ ટેક ૧
કોઈ ચંદ્રને ભલે કહે શોભિત છે જો;
પણ પદ્મને તો સુર્ય સાથે પ્રીત છે જો. એવો૦ ૨
ભલે સુર્ય હો શોભિત પણ શું થયું જો;
ચિત્ત ચંદ્રમાં ચકોરનું ઘણું ઠર્યું જો. એવો૦ ૩
મીન સર્વ સુખ માને રહી નીરમાં જો;
ખેદ પામીને મરે છે ખરે ખીરમાંજો. એવો૦ ૪
પ્રીત દીપકમાં લાગી છે પતંગની જો;
દેહ શુદ્ધ નહિ સુખ દુઃખ સંગનીજો. એવો૦ ૫
પતિમાં પતિવ્રતાની એવી પ્રીત છેજો;

ખરે એજ એને સર્વથી શોભિત છે જો. એવો૦ ૬
એમ ઇંદ્રથી અધિક પતિને ગણો જો.
ભલે ગુણ હીણ તોય પતિ આપણો જો. એવો૦ ૭
નેણ આપણા તે આપણાજ કામનાં જો;
દિસે પારકાં નેણાં તે નેણાં નામનાં જો. એવો૦ ૮
ધ્રુવ માછલીનું મુખ રહે ધ્રુ ભણી જો;
તેને તે વિના બીજાની તુચ્છતા ગણીજો. એવો૦ ૯
જેમ વીજળીને પ્રીત વરસાદમાં જો;
દિસે નાગને તો મોરલીના નાદમાં જો. એવો૦ ૧૦
જેમ ભમરનો ભાવ મકરંદમાં જો;
મણિ પોયણીનો પ્રેમ પૂરો ચંદમાંજો. એવો૦ ૧૧

---

## ગરબી ૩ જી.

### દંપતિ સ્નેહ સંકળતા.

( રાગ ઉપર પ્રમાણે ).

એમ પ્રેમ એક મેક ધરો દંપતિજો;
જેથી રીઝે તમો પરે ખરે જગપતિ જો. એમ પ્રેમ. ટેક ૧
શોભે નિશા વડે ચંદ્ર ચંદ્રથી નિશાજો;
જેમ દિશા વડે કીર્ણ કીર્ણથી દિશાજો. એમ૦ ૨
શોભે ધીરા વડે ઢાલ ઢાલથી ધિરોજો;
શોભે હીરા વડે હેમ હેમથી હીરોજો. એમ૦ ૩
શોભે સેન વડે ભૂપ સેન ભૂપથીજો;
જેમ ગુણવડે રૂપ ગુણ રૂપથીજો. એમ૦ ૪
શોભે પદ્મવડે નીર પદ્મ નીરથીજો;
જેમ મુગટવડે શીર મુગટ શીરથીજો. એમ૦ ૫

શોભે પ્રાણવડે દેહ પ્રાણ દેહથીજો;
તેમ નારીવડે નેહ નારી નેહથીજો. એમ૦ ૬
શોભે માત વડે બાળ માત બાળથીજો;
જેમ રાગ વડે તાલ રાગ તાળથીજો. એમ૦ ૭
શોભે ભકિત વડે ભાવ, ભકિત ભાવથીજો;
જેમ સઢ વડે નાવ સઢ નાવથીજો. એમ૦ ૮
શોભે છે દયાથી દાન, દયા દાનથીજો;
જેમ વાજાંવડે ગાન, વાજું ગાનથીજો. એમ૦ ૯
શોભે મુખવડે દંત મુખ દંતથીજો;
તેમ નારી વડે કંથ નારી કંથથીજો. એમ૦ ૧૦
એવાં જોડાં શોભે છે એક એકથીજો;
પ્રેમે જો હળીમળી વસે વિવેકથીજો. એમ૦ ૧૧
હદે રાખજો કથન મણિ તુલ્ય છે જો;
ખરા પ્રેમ તણી કિમત અમુલ્ય છેજો. એમ૦ ૧૨

---

## ગરબી ૪ થી.

### વ્હેમ તજવા વિષે.

( મા પાવાતે ગઢથી ઉતર્યા મહાકાળીરે ) એ રાગ.

વાત તજો સહુ વ્હેમની, નરનારીરે,
શિદ ભૂલાઓ ભરમાઇ, કહું છું વિચારીરે;
જૂઠા જાદૂગર ગણો, નરનારીરે,
ખેલ નજર તણો કહેવાય, કહું છું વિચારીરે. ૧
કૈક ગપ્પી ગપ્પાં દીએ, નરનારીરે,
કોઇ કહે મેં દીઠું ભૂત, કહું છું વિચારીરે;
કોઇ ચૂડેલ પ્રેત ડાકણી, નરનારીરે,

ઠીઠો મામો ખવીસ અવધૂત, કહું છું વિચારીરે. ૨
બાઈ ફલાણીએ કરી મૂકયું, નરનારીરે,
જેથી બાળક સાજુ ન રેય, કહું છું વિચારીરે;
બાઇ મારો પતિ વશ નવ રહે, નરનારીરે,
ત્યારે બીજી બોલી એમ, કહું છું વિચારીરે. ૩
એક જોગી નદીએ વસે, નરનારીરે,
હું ગઇ હતો તેની પાસ, કહું છું વિચારીરે;
જંત્ર દીધો એક મુજને, નરનારીરે,
પાયો ધોઇ પતિને ખાસ, કહું છું વિચારીરે. ૪
જેથી પતિ મુજ વશ રહે, નરનારીરે,
માટે જાતું તેની પાસ, કહું છું વિચારીરે;
બાત્રે બતાવ્યું એટલું, નરનારીરે,
પતિ વશ કરી પૂરી આશ, કહું છું વિચારીરે. ૫
પછી બીજીએ તેમ કર્યું, નરનારીરે,
ગઇ જોગી જનની પાસ, કહું છું વિચારીરે;
પૈસા આપ્યા પ્રેમથી, નરનારીરે,
લાવી જંત્ર કર્યો અજમાસ, કહું છું વિચારીરે. ૬
પાતાં પતિએ નીર દીઠું, નરનારીરે,
વધ્યો કંકાસ ગયો વિશ્વાસ, કહું છું વિચારીરે;
નારીની ઉપરે માર પડ્યો, નરનારીરે,
તજી જૂઠ કરો સત્યપ્રકાશ, કહું છું વિચારીરે. ૭
નથી વશ કરણી મંત્રમાં, નરનારીરે,
વશીકરણ વચનની માંય, કહું છું વિચારીરે;
માટે તેવું કરશો નહિ, નરનારીરે,
પછી પસ્તાવું પડે મનમાંય, કહું છું વિચારીરે. ૮
જૂઠા તે કામણ વીર છે; નરનારીરે,
વશ કરણી જીભ મોઝાર, કહું છું વિચારીરે;

ધીરજ હિંમત રાખવી, નરનારીરે,
તો તરશો ભવજળ પાર, કહું છું વિચારીરે. ૯
મંછા છે ભૂતજ આપણી, નરનારીરે,
શંકા તે ડાકણ કહેવાય, કહું છું વિચારીરે;
ચૂડેલ મામો કોઇ નથી, નરનારીરે,
દેખે મનમાં જેવું હોય, કહું છું વિચારીરે. ૧૦
ડાકલાં ડમડમ વાગતાં, નરનારીરે,
આવી ચામુંડા મેલડી ગાય, કહું છું વીચારીરે;
શું માતાને ખામી હતી, નરનારીરે,
આવી વાઘરીના તન માંય, કહું છું વિચારીરે. ૧૧
જે ફૂવડ એદી બહુ હોયે, નરનારીરે,
થાય આળસ કરતાં કામ, કહું છું વિચારીરે;
ભૂત પ્રેત કેરૂં બ્હાનું કરી, નરનારીરે,
સુખે ઉંઘશે ધરીને હામ, કહું છું વિચારીરે. ૧૨
ભોળા થઇ બીકણ બન્યા, નરનારીરે,
ઇશ્વર સાચો સહુ ઢોંગ, કહું છું વિચારીરે;
માટે શીખામણ મારી સુણી, નરનારીરે,
તજી વ્હેમ કરો ઉદ્યોગ, કહું છું વિચારીરે. ૧૩
વ્હેમ ધરી દોષ કરમનો, નરનારીરે,
શું? ધારી બેઠા છો આમ, કહું છું વિચારીરે;
વ્હેમી બની નિર્ધન થયાં, નરનારીરે,
ઠગી ગયા ઠગારા તમામ, કહું છું વિચારીરે. ૧૪
નિર્ધન કીધો દેશને, નરનારીરે,
ધરી ચીનાલોકોની રીત; કહું છું વિચારીરે;
જેથી હુન્નર હલકા થયા, નરનારીરે,
નિરૂદ્યમી બન્યા ખચીત, કહું છું વિચારીરે. ૧૫
ઇશ્વર સાચો એક છે, નરનારીરે,

જુદા જોશીના ગ્રહ જાણુ, કહું છું વિચારીરે;
નથી મોટો કોઇ દેવથી, નરનારીરે,
વ્હેમે ખોયા છે કૈંક પ્રાણુ, કહું છું વિચારીરે. ૧૬
સમજુ દેશીઓ વ્હેમ તજો, નરનારીરે,
કરો ઉદ્યોગ આણી વ્હાલ, કહું છું વિચારીરે;
સત્ય કરીને માનજો, નરનારીરે,
કહે દેશનો દાસ મણિલાલ, કહું છું વિચારીરે. ૧૭

---

## ગરબી ૫ મી.

### ગ્રહ રાજ્યની.

( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે ) એ રાગ.

શોભા ઘરની રૂડી સુ રાજ્ય સમાન છેરે;
તેમાં નર રાજા રામા પ્રખ્યાત પ્રધાન, સજની.
રાજ્ય નિભાવો ઘરનું ચતુર થઇ તમેરે. ટેક
સ્નેહ સહીત સહુ સાંભળો, આ શીખામણ સાર;
જુવતી જનને જોગ આ, છે વિવેક વિચાર.
રાજાતો રાજ્ય જમાવે નીભે છે પ્રધાનથીરે,
ચાલે સુકાનથી નિધિમાં જેમ નાવ. સજની૦ ૧
સાસરીયાંની સાથ સહુ, વસો ધરી શુભ સ્નેહ;
સુંદરી જનને સુખ ઘણું, અધિકું લેખો એહ.
પ્રવિણ પ્રધાન પમાયે ઇશ્વરની કૃપા થકીરે,
નઠારી પ્રધાનથી નૃપતિ નહિ સુખીઓ થાય. સજની૦ ૨

નમ્રપણું નિત રાખતાં, રહેશે સંપ સલાહ;
મીઠાં વચન મુખે ધરી, રાખો ? [1]મન્ન ઉત્સાહ.
સીધો રસ્તો બતાવે રાજી રાખી રાયનેરે,
તો પામે પ્રધાન વખાણ તજે નહિ ન્યાય. સજની૦ ૩

રીઝવીએ રસ રીતથી, કેળવીને નીજ નાથ;
પછી મન ગમતું મેળવી, ચોખ્ખા રાખો હાથ.
રાજા પણ આરંભે કાજ પૂછી પ્રધાનનેરે,
બંનેની સલાહથી સુધરીને પામે માન. સજની૦ ૪

અંતરનાં અભિમાનને, દહન કરો ધરી પ્રેમ;
રીસ કર્યાની રીતને, વળી તજી દેવી તેમ.
મત બે જૂદા પડતાં, ખરાબી અંતે છે ખરીરે,
માટે મન મળતાં કરવાનો ધરી મન મર્મ. સજની૦ ૫

આળસ તજીએ અંગની, લઇ સદ્બુદ્ધિ બોધ;
કડુ વચન પણ પી જજો, કરશો નહિ કંઇ ક્રોધ.
તો આ રાજ્યરૂપી રથ ઘોડા બે નિભાવશેરે,
પણ નહિ ચાલે એક હડે ને દોડે એક. સજની૦ ૬

ખચીત ખાડામાં પડે, સરખા વાજી ન હોય;
ભાગી પડે ભરાઇને, શું ! કરશે જન કોય.
રૂડી રીતે તો રથ ચાલે જોડું જો જડેરે,
હરેક પ્રકારે હરકત થાયે સઘળી દૂર. સજની૦ ૭

રીઝે રાજ્ય ધણી ઘણું, રથ સૂજનારો તેમ;
[2]વહીવટ સાચો ચાલશે, અંત લગી પણ એમ.
વિવેક વાત વિચારો વાંચી આ સૌ અંતરેરે,

---

૧ મન. ૨ વહીવટ.

રીઝે જગતપતિ મણિ શિક્ષા સુણતાં કાન,
મજની રાજ્ય નિભાવો ઘરનું ચતુર થઈ તમેરે૦ ૮

---

## ગરબી ૬ ઠ્ઠી.

### સારી શીખામણ.

( રઘુપતી રામ હૃદયમાં રહેજોરે ) એ રાગ.

શીખામણ માનજો સણી મારીરે;
જેથી સુમતિ મળે સુખ કારી. શીખામણ૦ ટેક૦
નિત્ય ઊઠી પ્રભુજીને ભજીયેરે,
સારી નીતિ સદાયે સજીયેરે;
અહંકાર અને મદ તજીયે. શીખામણ૦ ૧
ધરો પ્રભુપર રૂડી પ્રીતિરે,
કામ ક્રોધને પ્હેલાં જીતિરે;
તજો અંતરથી સહુ બીતિ. શીખામણ૦ ૨
નમ્રતાથી વડીલોમાં વસવુંરે,
લાજ મૂકી ખડખડ નહિ હસવુંરે;
દુરાચરણથી દૂરજ ખસવું. શીખામણ૦ ૩
માનો મનથી સાસુને માતારે,
દેર જેઠ ગણો દિલ ભ્રાતારે;
ગણો સસરો પિતા સુખદાતા. શીખામણ૦ ૪
તેમ નણંદ દેરાણી જેઠાણીરે,
લેખો નિજ બ્હેન અંતર આણીરે;

મીઠી મીઠી વદો મુખ વાણી. શીખામણ૦ ૫

સુખ સંપથી જરૂર પ્રમાણોરે,
હલકી વાત હૈયામાં ન આણોરે;
નીજ સગાં વ્હાલાંને વખાણો. શીખામણ૦ ૬

કામ કર્યાં તેણે કામણ કીધાંરે,
જેણે વ્હાલેશી વશ કરી લીધાંરે;
તેણે પ્રેમના પય અતિ પીધાં. શીખામણ૦ ૭

શીખો ચીતરતાં ગાતાં ને ભરતાંરે,
સોય કર લઇ શિવતાં વેતરતાંરે;
રહો દુરિજનથી મન ડરતાં. શીખામણ૦ ૮

ધરી મ્હોટાઇ બેશી ન રહેશોરે,
રાખી આળસ દુઃખ ન સહેશોરે;
રોજ રોજ મિષ્ટાન ન લેશો. શીખામણ૦ ૯

ઓઢો પ્હેરો પણ રાખો સાદાઇરે,
ભભકામાં ન જાતું ભરાઇરે;
જેથી જશ ઘણો રહેશે ગવાઇ. શીખામણ૦ ૧૦

કામણ ટુંમણ વ્હેમની વાતોરે,
ભૂત પ્રેત મામો નથી થાતોરે;
એવા જૂઠાને મારો સૌ લાતો. શીખામણ૦ ૧૧

હુશીયાર ભણી ગણી થાજોરે,
મિથ્યા વ્હેમી માંહી ન ગણાજોરે;
સમજી બીજાનાં મનને માંજો. શીખામણ૦ ૧૨

વાંચી પુસ્તક જ્ઞાન મેળવજોરે,
નિજ સખીઓ સગાંને કેળવજોરે;

મન શીયળ ગુણોમાં ભેળવજો. શીખામણ૦ ૧૩
મણિશંકર વચન વિચારીરે,
વાંચી વાંચીને ઉરમાં ઉતારીરે;
પોતે તરજો અવરને તારી. શીખામણ૦ ૧૪

---

# કૉલેજમાં ભણનારી બાઇઓ સારૂ.

## ગરબી ૧ લી.

### માને શીખામણ.

( માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે ) એ રાગ.

કેળવાએલી નારી કેળવશે નિજ બાળનેરે,

આપી વારંવાર રૂડો નીતિનો બોધ;
શાન્તિ રાખી હૃદયે પ્રેમ ધરે પ્રમદા ઘણો,
કાલાં કાલાં વેણ વદે ને કરે ક્રોધ. કેળવાએલી૦ ૧
પ્રથમથી સમજણ દઈ સમજાવે નાનાં બાળને,
માની મનમાં પૂરો પરમેશ્વરનો પાડ;
જળ નિર્મળ લઇ નવરાવે છે વ્હાલ ધરી ઘણું,
પારણીએ પોઢાડી ઘણાં લડાવે લાડ. કેળવાએલી૦ ૨
ચાલણ ગાડી આપી શીખવે ચતુરાં ચાલતાં,

વળી દેખાડે રંગીત રૂડાં ચિત્ર વિચિત્ર;
રમકડાં આપે રમવા રૂડાં હાથિ દાંતનાં,
એમ કરી આપે સૌ ચોજોનું જ્ઞાન પવિત્ર. કેળવાએલી૦ ૩

જગનો થાળ પૂરી ચાંદો સૂરજ દેખાડતી,
બતાવે સૃષ્ટી સુંદરતાનો કંઇ રૂડો ખ્યાલ;
રોતું રાખે મીઠું મીઠું બોલી બાળને,
નચાવે કૂદાવે દોડાવે આપી તાલ. કેળવાએલી૦ ૪

ચતુરાં ચપટી વગાડી બાળકને રીઝાવતી,
હોંસે હોંસે હાલરડાં ગાઇ હરખાય;
બાળકનું મન રંજન કરવા શુભ વાતો કરે,
હિંમત આપી તાળી પાડી ગરબા ગાય. કેળવાએલી૦ ૫

બીક ન આપે બાળકને કદિ બાવા બાઉની,
શિખવે વિનય તણા વચનોના ભેદ તમામ;
શીખવે મા, બા, બાપા, કાકા, મામા, હોંશથી,
બીજાં સગાં સ્નેહીના પૂરણ શીખવે નામ. કેળવાએલી૦ ૬

કક્કાના અક્ષર પદ જૂદાં જૂદાં શીખવે,
શીખવે પંદર તિથિને પૂરા સાતે વાર;
શીખવે બારે મહિના ષટ્ રૂતુ પખવાડીઆં,
શીખવે સત્યાવિશ નક્ષત્રો રાશી બાર. કેળવાએલી૦ ૭

ભાષા શુદ્ધ શીખવે બોલી મટાડી તોતળી,
શીખવે ચોખુણુ ચાર દિસાના ક્રમથી નામ;
ગણતાં શીખવે અંકસ્થાન તણા સહુ આંકડા,
ટૂંકામાં દે નીતિમય શુભ જ્ઞાન તમામ. કેળવાએલી૦ ૮

કદિ નહિ શીખે તો પણ માતા ક્રોધ કરે નહિ,
લાવે ઘેર બીજાં બાળક તે સરખી જોડ;

તેની સાથ રમાડે કુલવંતી પાસે રહી,
અદકું કોણ શીખે એમ કહી કરાવે હોડ. કેળવાએલી૦ ૯
સુઘડ બનાવે બાળકને પોતે ચતુરાઇથી,
શીખવે ભણતાં ગણતાં બુદ્ધિ થવા વિશાળ;
"બાળકના જીવનનું બંધારણ મુજ હાથ છે,"
એમ ગણિ પૂરી કાળજીથી ઉછેરે બાળ. કેળવાએલી૦ ૧૦
માનાં દિલમાંથી બાળકનું દિલ બંધાય છે,
માનાં મુખથી પડતો બોલ અમુલ્ય ગણાય;
માતાએ દર્શાવેલ સુમાર્ગ સુખરૂપ થાય છે,
એવું દિલ ધરિ ઊંચી કેલવણી દે માય. કેળવાએલી૦ ૧૧
શાન્ત સ્વભાવ ધરિ નિજ વદન પ્રસન રાખે સદા,
માંજે નીતિથી બાળકનું નિશદિન મન;
એવી માતા મળી હોય તે બાળકને ધન્ય છે,
જાણો તેહપર પરમેશ્વર પૂરો પ્રસન્ન. કેળવાએલી૦ ૧૨
એમ સદ્દગુણી નારી પ્રીતે બાળક કેળવે,
બનાવે ભવિષ્યમાં કોઇ વીર પુરૂષની જોડ;
એવી મણિમય જનુંનીને પ્રભુ સુખમાં રાખશો,
તો કેળવાશે કોમળ બાળક રૂપી છોડ. કેળવાએલી૦ ૧૩

---

## ગરબી ૨ જી.

### શીખામણની.

(કાંકરીયા ઉપરરે, નોબત વાગે છે) એ રાગ.

શીખો તો સખીઓરે, શીખામણ હું દઉં છું;
સંપી જંપીનેરે, રહેજો હું કહું છું. ૧

સાસરીયે સાસુરે, કહે તે સૌ સાંખો;
કદિ ક્લેશ હૃદયમાંરે, જરીએ નહી રાખો. ૨

મોઢથી મીઠારે, બોલ સદા બોલો;
કોઇ દિન પણ ખોટાંરે, વચનો નહિ ખોલો. ૩

ચોરી ચાડીમાંરે, ચિત્ત કદિ ન ધરો;
હઠીલાઇ તજીનેરે, દુર્ગુણ દેખી ડરો. ૪

સુધારી દેજોરે, જે હોય તગ સંગે;
આળસ તજી થાવુંરે, ઉદ્યોગી અંગે. ૫
ભરતને ચીત્રોરે, શીખીં લેવાં પ્રીતે;
વળી રાંધી જાણોરે, જમણુ રૂડી રીતે. ૬

સૌ પવિત્ર પુસ્તકરે, વાંચો ચિત્ત દઇ;
અમુલ્ય વખત છેરે, ગયો ગળશેજ નહિ. ૭
જાડી કે આડીરે, ભાષા નહિ ભાખો;
ઘર વાસણ કુળાયુંરે, સાફ કરી રાખો. ૮

ક્રોધીની સામારે, ક્રોધી નવ થાવું;
દેખીને બળતુંરે, પાણી થઇ જાવું. ૯
વાદ તજીનેરે, વિવેક લહો વાતે;
વચનો વિચારીરે, બોલો સૌ સાથે. ૧૦

બહુ અદબ ધરીનેરે, ચાલ રૂડી ચાલો;
ભુંડાઇ તજીનેરે, ભલપણને ઝાલો. ૧૧
દુઃખ વખતે ધીરજરે, ધરી રાખો મનમાં;
કપડાં આછકડાંરે, ધરવાં નહિ તનમાં. ૧૨

સદાયે રહેવુંરે, આનંદિ ચિત્તે;
કોસલાઇ કમાવુંરે, નહિ રૂપે વિત્તે. ૧૩
પીયર શ્વસુર કુળરે, પ્રીતિ મેળવજો;

મીઠાં વચનોથીરે, પતિને રીઝવજો. ૧૪

વળી અતિ ઘરેણાંરે, ઘાલી નહિ ફરવું;
મરજાદા મેલીરે, કામ ન કંઇ કરવું. ૧૫

સૌ વ્હેમ વિદારીરે, ભલું ભણતર ભણીને;
કથન સૌ હૃદયેરે, મણિ ભૂષણ ગણીને. ૧૬

---

## ગરબી ૩ જી.

### સતી સ્ત્રીઓનો શૃંગાર.

( પુનમ ચાંદની ખીલીરે, પુરી અહીંરે ) એ રાગ.

શોભે સુંદરી સદ્ગુણનાં, શૃંગારથીરે;
ધર્મ વિના નહિ ધાતે ધાતુ ધન પાષાણ,
સજની સફળ જીવન સતિઓનું આ સંસારમાંરે. ટેક

સાખી. સ્નાન કરો મન શુદ્ધિનું, અમળ થવા નીજ અંગ;
સત્ય સુગંધી મરદને, ઉરમાં ધરો ઉમંગ,
પ્હેરો લાજ રૂપી પટકુળ મહા મોંઘા મૂલનાંરે;
નિયમો નાના વિધના નૌતમ દીપે રંગ,
સજની સફળ જીવન સતિઓનું આ સંસારમાંરે. ૧

અંજન મન રંજન કરો, નેહ રૂપી નીજ નેણ;
સુકર્મ કંકણ કર વિષે, ચળકાવો સુખ દેણ,
શ્રદ્ધા ટીલડી ભાલે, ચોડો ચતુરાં ચોંપથારે;
નથની ધરો નમનતા નાકે મનહર બેશ. સજની૦ ૨

વિનય રૂપી વેણી ગુંથી, સેંથો સિંદૂર સંપ;

વ્હાલમનું મન વશ કરો, જીવને વાળી જંપ.
મોહની મધુર વચનની રસના રસ ભરી રાખજોરે,
પરહિત ઇચ્છા બાજુબંધ બેરખી સાર, સજની૦ ૩

શીયલ રૂપી સાડી સજો, સુનીતિ બુટ્ટાદાર;
શાન્તિ કસગી કોરની, મન રાચે મુલદાર.
ઉત્તમ દયા રૂપી કંચુકી ધારો અંગમાંરે.
ચણીયો ચતુરાઇ કેરો પ્રેમે કરી પરિધાન; સજની૦ ૪

ધર્મ ઘરાણું ધાતનું, માજા મણિ જડીત;
મુક્તા સદ્‌ગુણ શોભતા, પ્રોવો પરમ પુનિત.
પતિના પ્રેમ રૂપી તે રત્ન હીરાના હાર છેરે,
ધારો હર્ષ થકી એ સર્વાંગે શણગાર. સજની૦ ૫

સ્વામીની સેવા રૂપી, ઝાંઝરનો ઝમકાર;
ટેક વિવેકજ વિછુંવા, ઠીક બને ઠમકાર.
પતિગુણ ગાન મુખે તે ઘુઘરીના ઘમકારછે રે,
શ્રવણ સુભક્તિ પ્રભુની કર્ણ ઝુમુકે ઝાલ. સજની૦ ૬

પતિ મુખ નીરખીને સતી, અંગે ધરે ઉલ્હાસ;
ચરણ કમલમાં ચિત્ત ધરી, પૂર્ણ કરે અભિલાષ.
ઘટમાં રોજ રટે ગોવિંદને નિજ ઘરમાં રહીરે;
કામ વિના પરમંદીર આપે નવ અથડાય, સજની૦ ૭

પ્યારો પ્રાણ થકી ગણે, બણે ન ભેદની વાત;
સુખ દુઃખમાં સાથે રહે, તારે તે કુળ સાત.
ઉજવલ યશ વિસ્તારી, અમર બને આ લોકમાંરે,
ગુણિજન તે ગોરીના ગુણની ગીતા ગાય, સજની૦ ૮

સુનીતિના સરવર વિષે, ઝીલે હંસ સુજાણ;
મુકતાફળ કીર્તિ ચરી, પ્રસન કરે નિજ પ્રાણ.

વાત ન રૂચે તેવા યશને ટેક વિવેકનીરે,
હિંસા કરીને બગલો હૈયામાં હરખાય, સજની૦ ૯
આયુધ શું યુદ્ધમાં ધરે, નર કાયર નિર્માલ્ય;
કિંમત રત્ન તણી કરે, કેમ કરી કંગાળ.
કેસરી ઘાસ ન ભક્ષે આપે સો અપવાસમાંરે,
સતિઓ સંકટમાં પણ તજે ન નિજનો ટેક, સજની૦ ૧૦
લોભ થકી લલચાય ના, ડરે ન યમથી આપ;
મોહ ન લાગે મનવિષે, પતિવ્રત તણો પ્રતાપ.
કારણ કંથ તણી મરજીને આધિન આચરેરે,
પતિને પ્રસન કરીને પ્રસન રહે વળી આપ, સજની૦ ૧૧
તારા દમયંતી સીતા, અનુસૂયાદિ અનંત;
અમર બની આ લોકમાં, પાળી પતિવ્રત પંથ;
ભવસાગરમાં નૌકા, સત્ય શીયળ સુખદાઇછેરે.
મનમાં સમજો બ્હેનો મોક્ષ તણું એ મૂલ, સજની૦ ૧૨
ત્રાતાનો સતિનો પતિ, સકળ તીર્થનું સાર;
પુનિત બને પદ સ્પર્શથી, લાધે પુન્ય અપાર;
ષડ દર્શન ખોળંતા પતિ મુખ મુખ્ય દિસે સદારે,
મહાસુખ પામે શિક્ષા મણિની શુણતાં કાન.
સજની સફળ જીવન સતિઓનું આ સંસારમાંરે.

---

## ગરબી ૪ થી.

## શાન્તિથી શીયળ સાચવવા વિષે.

( વ્હાલા તમે પુરૂષ અમે નારી ) એ રાગ.

શાન્તિ શિયળવ્રત ધારોરે, બ્હેનો શાન્તિ શિયળવ્રત ધારો;

જેથી સુધરે જન્મ તમારોરે,
બ્હેનો શાન્તિ શિયળ વ્રત ધારો; ટેક.

શાંન્તિથી કાંન્તિ તનની વધશે,
સતિવ્રત શુભ ગતિ ધારોરે; બ્હેનો શાન્તિ. ૧

શીલ તણા શણગાર સજીને,
શરીર સદા શણગારોરે; બ્હેનો શાંન્તિ. ૨

શીળ ચિંતામણિ કંઠ ધરીને,
શોભા સદૈવ વધારોરે; બ્હેનો શાંન્તિ. ૩

માનવ જાતી વિષે શુભ આવ્યો,
જન્મ ભવજળ તરનારોરે; બ્હેનો શાંન્તિ. ૪

ગઇ પલ પાછી નહિ મળવાની,
હીરો હાથ આવ્યો ન હારોરે; બ્હેનો શાંન્તિ. ૫

વિશ્વાસ કાળ તણો નવ કરીયે,
આવ્યો આજ ઉત્તમ વારોરે; બ્હેનો શાંન્તિ. ૬

સદ્‌ગુણના શુભ ભૂષણ પ્હેરી,
કરી દુર્ગુણ વિસારોરે; બ્હેનો શાંન્તિ. ૭

સત્ સંગ સાથ લહી ગુણિજનનો,
પુણ્યને પંથે પધારોરે; બ્હેનો શાંન્તિ. ૮

દુર્ગુણ દૂર રહે નહિ એવો,
કરવો નહિ કદિ અણુસારોરે; બ્હેનો શાંન્તિ. ૯

દૈવે દીધેલ દયા કરી તમને,
સફળ કરો જન્મારોરે; બ્હેનો શાંન્તિ. ૧૦

ક્ષણભંગુર આ દેહ સમજવો,
જન્મ મરણ ધરનારોરે; બ્હેનો શાંન્તિ. ૧૧

પર ઉપકાર કરો નિત કોડે,
સર્વ જનોપર સારોરે; બ્હેનો શાન્તિ. ૧૨
વાણી અને મન વશ કરવાનો,
નિશ્ચે પ્રકાર છે સારોરે; બ્હેનો શાન્તિ. ૧૩
સાર રહિત સંસારની વસ્તુ,
નિત્ય વિવેકી વિચારોરે; બ્હેનો શાન્તિ. ૧૪
આતમ સમાન સમગ્ર ગણીને,
ક્યાંહિ ન કરીએ હુંકારોરે; બ્હેનો શાન્તિ. ૧૫
દુઃખ ન દેવું કદિ દિન જનને,
ધર્મ રહ્યો તેમાં તમારોરે; બ્હેનો શાન્તિ. ૧૬
નિત્ય સદ્ધર્મ પ્રમાણે વરતવું,
પુણ્યમાં કરવા વધારોરે; બ્હેનો શાન્તિ. ૧૭
આ ભવસાગર ભાવથી તરવા,
શોધવા શ્રેષ્ઠ પ્રકારોરે; બ્હેનો શાન્તિ. ૧૮
પાપને પંથે ચડે જે અધર્મી,
તે જન નરકે જનારોરે; બ્હેનો શાન્તિ. ૧૯
વાવવું સંપનું વૃક્ષ આનંદે,
નિજ કુળમાં કરી ક્યારોરે; બ્હેનો શાન્તિ. ૨૦
વેદ અને શુભ શાસ્ત્રના વચને,
પાડવો નિત્ય પનારોરે; બ્હેનો શાન્તિ. ૨૧
કામ ક્રોધ મદ મોહને હણવા,
તજીયે વિષય વિકારોરે; બ્હેનો શાન્તિ. ૨૨
લાવી દયા દિલ માંહી વિશેષે,
તજી સૌ ઉર અહંકારોરે; બ્હેનો શાન્તિ. ૨૩
શીલ વડે નિજ કુળ ઉજાળી,
શીલ મણિ પ્રભુ કંઠ ધારોરે; બ્હેનો શાન્તિ. ૨૪

---

# ગરબી ૫ મી.

## સંસાર રૂપી વન.

[1] ( તજો તમે કેફ કરમ કરવું ) એ રાગ.

વિકટ જગ વન વસમું કારી, તેમાં દીસે ભૂલવણી ભારી. ટેક
કહેતા મતિ પહોંચે નહિ મારી, વિકટ જગ વન વસમું કારી. ૧
પડી ભૂલ ચાલ્યો જગ વનમાં, વિચારે પડયો પછીથી મનમાં;
મળ્યું નહિ સુખ મારા તનમાં, વિકટ જગ વનં વસમું કારી. ૨
અતિ બળે તડકો તૃષા લાગી, ચળે મન મારૂં લઉં જળ માગી;
પણ એથી તરસ નહિ ભાગી, વિકટ જગવન વસમું કારી. ૩
ગયો થોડે દૂરજ હું જ્યારે, જોગી એક નજર પડયો ત્યારે;
ઊભો કર જોડી હું જે વારે, વિકટ જગવન વસમું કારી. ૪
લાગ્યો પૂછવા બેશી પાસે, કહો જોગી કેવું આ વન ભાસે,
તે વાત કેરી મને ઉલ્લાસે, વિકટ જગવન વસમું કારી. ૫
દિસે આ વનમાં ભય ભારી, વસે વાઘ વરૂ નાગણ કાળી;
જાળવજે નાંખે નહિ તુંને મારી, વિકટ જગ વન વસમું કારી. ૬
આ ડુંગર મોહ તણા દીસે, રહે ડાકણ શાકણ એહ વિષે;
જતાં વેંત રૂધીર તુજ પીશે, વિકટ જગવન વસમું કારી. ૭
જો જો આ મદન હાથીં આવે, તેને જો આ હાથણી લલચાવે;
[1] પડતાં હાથ પૂરણ દુભાવે, વિકટ જગવન વસમું કારી. ૮
ચડી ક્રોધ ઝાડે મોહન વેલી, લુંટે સૌની આબરૂ એ પ્હેલી;
આવ્યો શાંદ આંહી તું ઘર મેલી, વિકટ જગવન વસમું કારી. ૯
જો જો પ્હેલી જક્ષણી આ જાગે, તેના ત્રણ પુત્ર દિસે ભાગે;

---

૧ મારા સમ બોલોની વ્હાલા એ રાગમાં પણ ગવાશે.

મદ, મત્સર કામજ કહેવાયે, વિકટ જગવન વસમું કારી. ૧૦
જો જો ચાલી ચતુરાં ચિંતા આવે, ભજો એને તો નિંદ્રા નાવે;
એની ભગની ઇચ્છા બાઇ કહાવે, વિકટ જગવન વસમું કારી. ૧૧
દિસે વિકટ ભાઈ આ રસ્તો, ખરૂં કહું છું વાસ નથી હસતો;
દીસે કડણુ અતિશે નહિ સસ્તો, વિકટ જગવન વસમું કારી. ૧૨
શુણી વાત ભય વાધ્યો ભારી, રહી નહિ વૃત્તી અચલ મારી;
એવું વિકટ વન છે આ સંસારી, વિકટ જગવન વસમું કારી. ૧૩
દેખી દીલગીર ગુરૂ કહે છે, ફીકર છોડી સદ્‌ગુણ જે લે છે;
તેને પ્રભુ પાર કરી દે છે, વિકટ જગવન વસમું કારી. ૧૪
ક્ષમાને ધીરજ સંતોષે કરી, હિંમત હાથિ ભયને લેશેજ હરી;
પ્રભુ પ્રેમ નાવેથી જાશો તરી, વિકટ જગવન વસમું કારી. ૧૫
તજી ચિંતા ચિત્ત જોડી જ્ઞાને, ધરી હોંશ ઇશ્વર જશ ગાને;
મણિ કહે સદ્‌ગુણી તું થાને, વિકટ જગવન વસમું કારી. ૧૬

---

## ગરબી ૬ ઠી.

### ( બાગનું વર્ણન. ) દીકરીએ મા પાસે કરેલું વર્ણન.

( અંબાજી ગરબે ઘૂમે છે ) એ રાગ.

રૂડા આંગણે બાગ રોપાવોરે મા, બાગમાં સૈયર સહુ રમશું;
હોંશે ફુલ ઝાડો નંખાવોરે મા, બાગમાં૦ ૧
ઘણી જાતના રોપાવો આંબારે મા, બાગમાં૦
લાવી વાવી કરો કેળ સ્થંભ લાંબારે મા, બાગમાં૦ ૨
જુદા જુદા રોપે છોડ સારારે મા, બાગમાં૦
કરો કેસબંધ ફરતા કયારારે મા, બાગમાં૦ ૩

કરેણ કેતકી કુમુદની વાવોરે મા, બાગમાં૦
રૂડાં કેસુડાં કદંબો રોપાવોરે મા, બાગમાં૦ ૪
ગુણી ગુલાબ ગલ ગલતુરોરે મા, બાગમાં૦
જુઇ જાઇ જામસાઈ ધંતુરોરે મા, બાગમાં૦ ૫
બકુલો બોલસરી બટ મોગરોરે મા, બાગમાં૦
ચંપો કેવડો તુલશી ડમરોરે મા, બાગમાં૦ ૬
સુરજમુખી મોગરો ગલગોટોરે મા, બાગમાં૦
તનમનીયાં બપોરીયો મોટોરે મા, બાગમાં૦ ૭
પારીજાતક પુષ્પો ફૂલેરે મા, બાગમાં૦
ગુલછડી તગર બહુ ઝૂલેરે મા, બાગમાં૦ ૮
શોભે ફૂલઝાડ હારો હારરે મા, બાગમાં૦
રૂડા માલતીના છોડ હજારરે મા, બાગમાં૦ ૯
હાર શૃંગાર સહુ રહે ખૂલીરે મા, બાગમાં૦
ભમે ભમરા ઘણા ભાન ભૂલીરે મા, બાગમાં૦ ૧૦
વધે વાસના વિશેષે સારીરે મા, બાગમાં૦
વાવો નાગરવેલ શણગારીરે મા, બાગમાં૦ ૧૧
વટ ચંદન વૃક્ષ બહુ મોટાંરે મા, બાગમાં૦
વાવો પોથિની વેલ રંગ ખોટારે મા, બાગમાં૦ ૧૨
સાગ શીશમને લીંબુ જાંબુરે મા, બાગમાં૦
રૂડું કલ્પદ્રુમ શેતુર લાંબુંરે મા, બાગમાં૦ ૧૩
અનાર અંજીર અખોડ બદામરે મા, બાગમાં૦
તજ એલચી લવિંગ દામ દામરે મા, બાગમાં૦ ૧૪
નાંખો માંડવા દ્રાખના સુધારીરે મા, બાગમાં૦
ફણસ ફાળસાં પપાઇ સોપારીરે મા, બાગમાં૦ ૧૫
કરમદાં ખજૂરી નાળિએરી વાવોરે મા, બાગમાં૦
તેને મેંદીની વાડ કરાવોરે મા, બાગમાં૦ ૧૬
આસોપાલવ ચકુફળ ફળશેરે મા, બાગમાં૦

વાવો ઔષધી સહુને મળશેરે મા, બાગમાં૦ ૧૭
રાયણ બોરડી સીતાફળી અશોકરે મા, બાગમાં૦
જુએ રામફલ જામફળ લોકરે મા, બાગમાં૦ ૧૮
નીર છાંટી રંગાવો ચોકરે મા, બાગમાં૦
રૂડા રસ્તા પડાવો અથોકરે મા, બાગમાં૦ ૧૯
પચરંગી સુમેહક રચાવોરે મા, બાગમાં૦
પોપટ મેનાને પાંજરે પઢાવોરે મા, બાગમાં૦ ૨૦
સુઘરેલી સૈયરો તેડાવોરે મા, બાગમાં૦
રૂડાં નીતિનાં ગીત ગવરાવોરે મા, બાગમાં૦ ૨૧
મુકું આંગણે દીવડા ઉજાળીરે મા, બાગમાં૦
રમું તેવ તેવડી લઇ તાળીરે મા, બાગમાં૦ ૨૨
બધા બાગમાં શિરોમણિ આ બાગરે મા, બાગમાં૦
ગાશું વાજીંત્ર સંગ રૂડા રાગરે મા, બાગમાં૦ ૨૩

---

## ગરબી ૭ મી.

### સાસરીએ સંપીને રહેવા વિષે.

(લાલ પીયારીનો સાહેબોરે) એ રાગ.

રહીએ સંપી જંપી સાસરેરે,
જેથી સુખ તનમનમાં થાય હો બ્હેન. રહીએ૦ ટેક.
આળસ ઉંઘ તજી ઘો અંગનીરે,
લાગો પતિ ગુરૂજનને પાય હો બ્હેન. રહીએ૦ ૧
નિર્મળ મનથી નીતિ સાચવોરે,
એ કલ્યાણ તણો શુભ પંથ હો બ્હેન. રહીએ૦

આજ્ઞા લોપો નહિ કદિ નાથનીરે,
જેથી રાજી રહે નિજ કંથ હો બ્હેન. રહીએ૦ ૨
વિદ્યા વિવેકને વિચારથીરે,
લેજો સંભાળી શુભ સાર હો બ્હેન. રહીએ૦
લોભ અને લાલચ દૂર રાખજોરે;
મનવશ રાખી સજો સુવિચાર હો બ્હેન. રહીએ૦ ૩
પ્રેમે લાજ મર્યાદા પાળવાંરે,
ધારો ધીરજ ધર્મ સુ સંગ હો બ્હેન. રહીએ૦
શીલ સરલતા સાચું ધન ગણીરે,
નિશદિન દીલ ધરવો ઉમંગ હો બ્હેન. રહીએ૦ ૪
સાચી વિદ્યા સમજણ માનીએરે,
જેથી પ્રૌઢપણું જળવાય હો બ્હેન. રહીએ૦
શુભ વસ્ત્રાભૂષણ શું કામમાંરે,
જો નહિ સદ્ગુણી થવાય હો બ્હેન. રહીએ૦ ૫
નમ્રપણું અંગે નિત રાખવુંરે,
ત્યારે સાસરીયે સુખ થાય હો બ્હેન. રહીએ૦
સરલ સ્વભાવે રહેવું સર્વદારે,
જેથી અંતર નહિ અકળાય હો બ્હેન. રહીએ૦ ૬
સમય મળ્યો રૂડો ખોવો નહિરે,
સજવો શીલ તણો શણગાર હો બ્હેન. રહીએ૦
રાખો રોજ લલાટે ચાંડલોરે,
દિન રજની પાળો આચાર હો બ્હેન. રહીએ૦ ૭
ગંભીર મધુર અવાજે બોલીએરે,
હેતે હળીમળી કરવાં કામ હો બ્હેન. રહીએ૦
દોષ પોતાના પિંડ તણો તજોરે,
જેથી મળશે ઉત્તમ ઠામ હો બ્હેન. રહીએ૦ ૮
ચોકખાં તનમન રાખો પ્રેમથીરે,

ધરવાં નહિ આછાં પટકૂળ હો બ્હેન. રહીએ૦
નવરાં રહી પરઘેર જવું નહિરે,
વરતવું નિજ પતિને અનુકૂળ હો બ્હેન. રહીએ૦ ૯
કામ ક્રોધ મદ લોભનેરે,
કરવો શીલ કટારે નાશ હો બ્હેન. રહીએ૦
સર્વે પાપ પંથની રીતીઓરે,
તોડી કરવો કુળ ઉજાસ હો બ્હેન. રહીએ૦ ૧૦
ખરચ ઉપજ સમ સમજી રાખીએરે,
ઠાલા ભભકાનું નહિ કામ હો બ્હેન. રહીએ૦
વસ્ત્ર અને આભૂષણ કારણેરે,
હઠ કરી ખરચો નહિ કંઇ દામ હો બ્હેન. રહીએ૦ ૧૧
ઘરની વાતો બહાર ન કીજીએરે,
જેથી પત પોતાની જાય હો બ્હેન. રહીએ૦
પ્રભુપદ ઉપર પ્રીતી રાખવીરે,
તે મણિ સમ શોભા લેખાય હો બ્હેન. રહીએ૦

---

## ગરબી ૮ મી.

### કન્યા વિક્રય નિષેધ.

( હાંરે વ્હાલા તમે પુરૂષ અમે નારી ) એ રાગ.

કન્યા વિક્રયનો ચાલજ ખાળો,
ખાળો કે ટાળો કે અગનીમાં બાળોરે; કન્યા વિક્રય૦ ટેક ૧
એવા દુષ્ટોનું દુનિઆમાંથી,
ઠોકર મારી નામ ટાળો રે; કન્યા વિક્ર૦ ૨

વડા વેપારી શેઠ જે કહાવે,
કરે પુત્રિનો ભવ ઓશીઆળોરે; કન્યા વિક્રય૦ ૩
એવા લોભી લુચ્ચા જે જન છે,
પ્રભુ એવા પાપીને પ્રજાળો રે; કન્યા વિક્રય૦ ૪
ગાયોને દીકરી જ્યાં દોરે ત્યાં,
મૂકે ત્યાં જાય નહિ આરો રે; કન્યા વિક્રય૦ ૫
એવા દુષ્ટ પિતાને ધિક: હોજો.
સાઠ વર્ષનો શોધે ઘરવાળોરે; કન્યા વિક્રય૦ ૬
પૈસા લઇને ખીસા ભરવા,
સ્વારથ જુએ ન કન્યાનો સારોરે; કન્યા વિક્રય૦ ૭
વૃદ્ધની સાથે વિવાહ કરે છે,
તેતો નજરે વિધવાપણું ભાળોરે; કન્યા વિક્રય૦ ૮
છોકરી તેનાં છાજીયાં લેશે,
મરજો એવો બાપ લોભવાળોરે; કન્યા વિક્રય૦ ૯
એ પૈસાથી પરણે પોતે,
ધિક: તેનો જન્મારોરે; કન્યા વિક્રય૦ ૧૦
મડા કે બાળ સાથે મીંઢોળ બાંધ્યું,
દેખી ઊડે મને ઝાળોરે; કન્યા વિક્રય૦ ૧૧
કન્યા દિસેછે સોળ વરસની,
એંશી વર્ષનો વર ભાળોરે; કન્યા વિક્રય૦ ૧૨
એવાં કજોડાંને દુનિયામાં,
દેખો આવે કંટાળોરે; કન્યા વિક્રય૦ ૧૩
દેખીતો જુલ્મ દુનિયામાં,
બંધ કરી ચાલ ટાળોરે; કન્યા વિક્રય૦ ૧૪
વેપારી અધિકારી વિચાર કરીને,
આંખ ઉઘાડીને ભાળોરે; કન્યા વિક્રય૦ ૧૫
ભણિ ગણિ જે સ્ત્રી હોય સારી,

તેમો અભણુથી પનાળોરે; કન્યા વિક્રય૦ ૧૬
વર સારો કે સમજુ જુએ નહિ,
પિતા પૈસા લેવા વાળોરે; કન્યા વિક્રય૦ ૧૭
પૈસા જમાઇને કરજે કઢાવ્યા,
ભૂખભેળો થયો બાળોરે; કન્યા વિક્રય૦ ૧૮
ખાવા પીવાના સાંસા પડે છે,
પુત્રિનો ભવ ઓશીઆળોરે; કન્યા વિક્રય૦ ૧૯
જળ પોટા જેવો પુત્રિનો પૈસો,
ફીટી જતાં ઝટ ભાળોરે; કન્યા વિક્રય૦ ૨૦
શાણા શેઠો સમજી મનમાં,
લોભી વિચારો ટાળોરે; કન્યા વિક્રય૦ ૨૧
પોકાર કરી મણિશંકર કહે છે,
એવો જુલમ કોઇ વીર ખાળોરે; કન્યા વિક્રય૦ ૨૨

---

## ગરબી ૯ મી.

### પરોપકાર કરવાનો ઉપદેશ.

( ઓધવજી સંદેશો કેહેજો શામને ) એ રાગ.

પંર ઉપકાંરી કાંરજ કીંજે પ્રાંણીયાં,
દીધો છે પ્રભુજીએ દુર્લભ દેહજો;
તેના સાર્થકના ભેદો ન જાણીયા,
રાખી એકો વિત્ત વિષે તું નેહજો. પર ઉપકારી૦ ૧
મોટાઇ લીધી તેં લાખો લોકમાં,
પૂરણ પામ્યો પુત્ર તથા પરિવારજો;
મન અભિમાન ધરીને ચાલ્યો ચોકમાં,

કદિ જગપર નહિ કીધો પર ઉપકારજો. પર ઉપકારી૦ ૨
ફૂલ કરી ફોકટ ફૂલાતો તું ફર્યો,
મેળવીયું તેં નાન જાતમાં નામજો;
કૂડ કપટથી પૈસો ભેળો તેં કર્યો,
કહે એ તે શું આવે તુજને કામજો. પર ઉપકારી૦ ૩
જીન જાતી તુંતો જો ઠામો ઠામની,
કાંઇ પણ કરજે મનુષ્ય કેરૂં કામજો;
નહિતર તારી કાયા તે શા કામની,
તારા મનમાં વિચારજે તું આમજો. પર ઉપકારી૦ ૪
ઝાઝાં ઝાડી તણા તું જોને ઝાડવાં,
તે પણ આપે ફૂલ ફળોને કાષ્ટજો;
ઔષધ રૂપે જનના દુઃખ મટાડવા,
જાણે પોતે એવો ભણીયાં પાઠજો. પર ઉપકારી૦ ૫
પથરા છે તે પણ જુઓ પરકારણે,
ચણતર માંહે પોતે જરૂર ચણાયજો;
જન ઉપયોગી ચીજોને જઉં વારણે,
જે જનના સુખ સાધન રૂપ ગણાયજો. પર ઉપકારી૦ ૬
કુવા તળાવોને વળી રૂડી વાવડી,
તેમજ નદી આપે છે નિર્મળ નીરજો;
એવી રીતિ જે જનને નવ આવડી,
તેને જોઇ મન થઇએ દિલગીરજો. પર ઉપકારી૦ ૭
દેહ ધર્યો ધરણીમાં પણ નવ ધારીગો,
વ્યર્થ જન્મ ભૂમિ શીર કીધો ભારજો;
હાથે ચડીગો હીરો જે જન હારીગો,
તેને કવિ કોવિદ કરશે ધિઃક્કારજો. પર ઉપકારી૦ ૮
એ માટે આ કેણુજ મારૂં માનીને,
તુ કર શક્તિ પ્રમાણે રૂડાં કામજો;

તો ગમશે તારા ગુણ સઘળા ગ્નાનીને;
આ જુગમાં વળી રહેશે તારૂં નામજો. પર ઉપકારી૦ ૯
એ માટે માણસનો આ અવતાર છે,
બીજો કંઇ મન લાભ ન જાણીશ લેશજો;
આ સંસાર વિષે એ ઉત્તમ સાર છે,
જાણી લે મનમાં તું એમ હમેશ જો. પર ઉપકારી૦ ૧૦
જેથી પરલોકોમાં પણ સુખ પામીએ,
નક્કી મેળવશો પ્રભુજીનો સ્નેહજો;
આપણને દીધો છે અંતર જામીએ,
એ કારણ રૂડો માણસનો દેહજો. પર ઉપકારી૦ ૧૧
પણ તું પેટ ભરીનેરે પોઢી રહ્યો,
મન માની તેં માણી જગમાં મોજજો;
વણ વ્હેવારીકના પૂરમાં તુ તો વહ્યો,
બહુ લીધો છે ભડાઇ કેરો બોજજો. પર ઉપકારી૦ ૧૨
જે સજ્જન ઉપકારી કામ કરી ગયા,
એવા સજ્જનને મનમાં સંભારજો;
જે પૃથ્વી ઉપર નામા ધારી થયા,
ધન્ય ધન્ય છે એના સૌ અવતારજો. પર ઉપકારી૦ ૧૩
ભાળી ભૂખ્યાંને ભોજન તો આપીએ,
સદ્વિદ્યા આદિકનું દીજે દાન જો;
એવી રીતે જનનાં દુઃખો કાપીએ,
ઉદાર મન રાખો સદા મહેરબાનજો. પર ઉપકારી. ૧૪
રોગી માણસના સહુ રોગ મટાડીએ,
રૂડાં કરી ઓસડ ઉપાય અનેક જો;
સદાય ચિંતા મનમાંથીજ ઘટાડીએ,
ધારી મનમાં રૂડી ધરમની ટેક જો. પર ઉપકારી. ૧૫

કાઢ્યો કાળ નકામો તમે કેટલો,
જુઓ વિચારી કીધાં શાં શાં કામ જો;
મણિ સમ ગણિને ઉત્તમ ઉપદેશ એટલો,
મન ધરશો તો મળશે ઉત્તમ ઠામજો. પર ઉપકારી૦ ૧૬

---

## ગરબી ૧૦ મી.

### પરમેશ્વરની દયા.

(મ્હોલે પધારો મહારાજ, માણીગર મ્હોલે પધારો મહારાજ)એ રાગ.

પ્રભુની દયા અપરંપાર,
સજ્જન પ્રભુની દયા અપરંપાર;
ધન્ય ધન્ય જગત કીરતાર,
સજન ધન્ય ધન્ય જગત કીરતાર. ટેક.
ચિંતા ચિત્ત વિષે સદા,
રાખે સર્વની તેહ;
પ્રીતિ લાવી પાળે છે,
વરસાવે છે તે મેહ. સજ્જન પ્રભુની૦ ૧
સૌથી સોંઘુ જળ કર્યું,
ખપનું જાણી સદાય;
એવું ભલપણ આણીને,
કીધી પ્રાણી તણી રક્ષાય. સજ્જન પ્રભુની૦ ૨
જુઓ અત્તર મોઘું કર્યું,
લાયક મન ગણી લીધ;
ઉપયોગી તે નહિ બહુ,
તે શ્રીમંતોને દિનદિન દીધ. સજ્જન પ્રભુની૦ ૩

મોતીના કણુ મોંઘા કર્યા,
મર્યા ધનાઢયંને પેર;
કણુ તે અલ્પજ છિર્યા,
જુઓ વિચારી મન ભલિ પેર. સજજન પ્રભુની૦ ૪
કણુ અન્નના સસ્તા કર્યા,
વાટે ઘાટે ઘણાય;
સૌ માણુસ હેતે જમે,
મનમાં હરખી સદાય. સજજન પ્રભુની૦ ૫
મોંઘા મ્હેલ કર્યા ઘણા,
મળશે ભાગ્યે એક;
છોટા જન ઇચ્છે નહિ,
નેહ મેળવવાને છેક. સજજન પ્રભુની૦ ૬
સોંઘી છાંય તરૂવર તણી,
દેખીને સુખ થાય;
અદ્દભુત માયા તેહની,
જુઓ કોથી નહિ કળાય. સજજન પ્રભુની૦ ૭
રીદ્ધિપતિને મ્હેલમાં,
અવલોકી શકે નહિ કોય;
ચોકી ચાવડીએ દીઠી,
તેનું દર્શન દુર્લભ હોય. સજજન પ્રભુની૦ ૮
ગુણિ[1] જનને ગરીબાઇ છે,
મળશે સર્વે ધાઇ;
અહા! ધન્ય પ્રભુ તમે,
ધન્ય ધન્ય તારી ચતુરાઇ. સજજન પ્રભુની૦ ૯
મોંઘા જરીયન તાર છે,
એસે દામ ઘણાય;

---

૧ જનો.

સુતરથી મોંઘું કર્યું,
જેથી નિર્ધને નહિ લેવાય. સજ્જન પ્રભુની૦ ૧૦
કેવું સુતર સસ્તુ કર્યું,
સુલભ લેવું જણાય;
ઈશ્વરનું ડાહાપણ જુઓ,
કહો કેના થકી એ ગણાય. સજ્જન પ્રભુની૦ ૧૧
કનક ફુળ કાંટાળાં કર્યાં,
ફુળાં કોમળ કીધ;
ઉપયોગી જાણી ધણી,
તેની વસ્તુ સસ્તિ કરી દીધ. સજ્જન પ્રભુની૦ ૧૨
જે જે ઉપયોગી ઘણાં,
સોંઘાં કીધાં અપાર;
રૂડું કીધું જગદીશ્વરા,
ગાને તુજ પાડ સૌ સંસાર. સજ્જન પ્રભુની૦ ૧૩
ઠરાવ એવો સહુ સ્થળે,
કીધો છે જગદીશ;
અદ્ભુત કામો જોઇને,
નામે મણિશંકર તુને[1] શીશ. સજ્જન પ્રભુની૦ ૧૪

---

૧ તને.

# સમાપ્ત.

## વેકેશન વખતે છેવટ

## ઇશ્વર પ્રાર્થના.

### ભુજંગી છંદ.

મળી સર્વ બ્હેનો સદા હાથ જોડી,
કરીએ પ્રભુની સ્તુતિ ચિત્ત ચોડી;
અહો હે પ્રભુ સર્વ તાપો સમાવો,
સહુ સાથને ક્ષેમ રાખી નિભાવો. ૧
ઉમંગી પણું આપજો સર્વદાયે,
કરો દૂર વિઘ્નો પ્રભુજી બધાયે;
નીતિમાં પૂરી પ્રીત સારી રખાવો,
સહુ સાથને ક્ષેમ રાખી નિભાવો. ૨
રૂડાં ગીત નીતિ તણાં જે રૂપાળાં,
દઈ યાદી કંઠે કરાવો રસાળાં;
ગણી બાળકો હોંશ પૂરી કરાવો,
સહુ સાથને ક્ષેમ રાખી નિભાવો. ૩
નવાં પુસ્તકોમાં પૂરો પ્રેમ આપો,
દઈ હર્ષ હૈયે ગુરૂ ભાવ સ્થાપો;
પિતા માત ભક્તિ હૃદા[1]માં ઠસાવો,
સહુ સાથને ક્ષેમ રાખી નિભાવો. ૪

---

૧ હૃદય.

તારીખ. ૮-૧-૧૯૦૪

**મણિશંકર વિ. વિશ્વનાથ દવે.**

લાલપુર કન્યાશાળાના માજી મહેતાજી.

| પૃષ્ઠ. | ધોરણ. | ગરબી. | કોલમ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૧ | બાળ. | ૧ | ૨ | સખી | રાખી |
| ૭ | ૧ | ૩ | ૫ | રીતે | ભાતે |
| ૧૨ | ૨ | ૩ | ૬ | સિવણુ | શિવણુ |
| ૧૫ | ૨ | ૫ | ૬ | સફાઇ | સાફાઇ(ચોખ્ખાઇ) |
| ૧૭ | ૩ | ૨ | ૧ | ફૂલો | ફૂલ |
| ૧૮ | ,, | ,, | ૧૦ | એરંડીએ | અરડીએ |
| ૨૦ | ,, | ૪ | ૧ | ગણાવું | ભણાવું |
| ૨૧ | ,, | ૪ | ૩ | રમી | રહી |
| ૨૧ | ,, | ,, | ૫ | બાવથી | ભાવથી |
| ૨૩ | ૪ | ૧ | ૩ | ઉપાસવારે | ઉપાસનારે |
| ૨૫ | ૪ | ૨ | ૧૯ | લખો | લાખો |
| ૩૧ | ,, | ૬ | ૭ | ધરે છે | ધરેછે રે |
| ૩૬ | ૫ | ૪ | ૪ | નાખીયા | નાંખીયા |
| ૩૭ | ,, | ,, | ૧૧ | સૌર્ય | શૌર્ય |
| ૪૧ | ,, | ૬ | ૧૮ | ભાઈ | બાઇ |
| ૪૪ | ૬ | ૧ | ૨૨ | નીજ | નિજ |
| ૪૬ | ,, | ૩ | ૧૦ | નાંરી | નારી |
| ૪૮ | ,, | ૪ | ૧૦ | વીચારી | વિચારી |
| ૪૯ | ,, | ૫ | ૧ | સહાત | સહીત |
| ૪૯ | ,, | ,, | ૨ | નઠારી | નઠારા |
| ૫૧ | ૬ | ૫ | ૮ | યજની | સજની |
| ૫૬ | કૉલેજ | ૨ | ૧૩ | ફયાવું | ફસાવું |
| ૫૯ | ,, | ૩ | ૧૩મી કોલમનો | આંક મુકયો નથી | ૧૩ |
| ૬૦ | ,, | ૪ | બધી કોલમમાં | શાંન્તિ | શાન્તિ |
| ૬૧ | ,, | ૪ | ૧૪ | વિવેકી | વિવેકે |
| ૬૨ | ,, | ૫ | ૮મી માથે | ૧ છે | તે ૨૬ છે |
| ૬૬ | ,, | ૭ | ૮ | દોપ | દોષ |
| ૭૧ | ,, | ૮ | ૧૩ | ઉપકી | ઉપકારે |
| ૭૫ | છેવટ | ભુજંગી | ૪ | પૂરો | પૂરો |

# જાહેર ખબર.



**મહેરબાનો ને સદ્ગૃહસ્થો.**

આ વિનંતી પત્રથી આપને ખબર આપવામાં આવે છે. અમારા તરફથી થોડા રોજમાં નિચે લખ્યાં પુસ્તકો છપા બહાર પડવાનાં છે. તો અગાઉથી ગ્રાહક થઇ નામો નોંધ. વશોજી.

| | | |
|---|---|---|
| રસીક પ્રેમવેલી ભાગ ૧ (ખરા પ્રેમની ખુબી) | કીમત. | રૂ. આ. પા. |
| | | ૦-૧૦-૦ |
| કૃષ્ણદાનેશ્વરી નાટક. ... | ... ... | ૦—૩—૦ |
| દ્રષ્ટાંત બત્રીસી. ... | ... ... | ૦—૪—૦ |
| પંચદેવ પાકૃત પુજન. ... | ... ... | ૦—૬—૦ |
| સત્ સજ્જની. ... | ... ... | ૦—૨—૦ |

ઉપર દર્શાવેલાં પુસ્તકોના ૨૦૦ ગ્રાહક થએ છપાવી પ્રસિદ્ધ કરવામાં આવશે. જેને લેવા મરજી હોય, તેણે નિચેને શીરનામે લખવું. અગાઉથી ગ્રાહક થનારને પોષ્ટેજ માફ. દશે ૧ પ્રત મ[illegible].

તા. ૧૫-૧-૧૯૦૪

કર્તા

**મણિશંકર વે. વિશ્વનાથ દવે,**

**રહીશ જોડીયાબંદર**

**હાલ રપે. આસિ. માસ્તર, હડીયાણા.**